જવું, થોડી મેહેનતથી વધારે થાક લાગવી, બોલવામાં અચકાવું, કલ્પના શકિત તથા યાદદાસ્ત શક્તિનું કમ થવું, હાથનું ધ્રુજવું, વગેરે અનેક દર્દો ઉત્પન્ન થાય છે. જેમ જેમ દર્દ વધારે જડ ઘાલતું જાય છે, તેમ તેમ ઉપર બતાવેલાં દર્દોમાં ધીમે ધીમે વધારો થતો જાય છે; જો મનુષ્યનાં કામો અનિયમિયતપણાને બદલે નિયમિતપણામાં થાય તો કેવું સારૂં? કારણ કે નિયમિતપણું એ જીંદગીને માટે અતિશય સહીસલામતી ભરેલો કાયદો છે. કામ વીલાસમાં અનિયમિતપણું તેના ભાગ લેનારનેજ નહીં પણ તેથી ઉત્પન્ન થતાં બાળકને પણ મનની તથા તનની શક્તિમાં ગંભીર ઇજા કરે છે. પોતાની બેદરકાર ચાલથી બીજાને નુકશાન કરવાનો કોઇને હક નથી. માટે તેથી એમ સાબીત થાય છે કે રોગિષ્ટ અને નબળા બાંધાનાં બાળકો ઉત્પન્ન કરનારાં ઇશ્વરના અપરાધી છે કારણકે દરેક બાળકને પોતાનો તંદુરસ્ત બાંધો અને તંદુરસ્ત ઇંદ્રીઓ મળવાનો હક છે. આવાં બાળકો કેમ ઉત્પન્ન

---

આતંકનિગ્રહ દવાનું સેવન આયુષ્ય અને આરોગ્યમાં અવશ્ય વધારો કરે છે.

થાય એ માબાપ થવા લાયક દરેક સ્ત્રી પુરૂષના જાણવામાં આવે તો કેવું સારૂં ?

અફસોસ છે કે આ વધારે અગત્યની બાબતપર લોકોનો મોટો ભાગ બેદરકાર છે. જનાવરોને ઉછેરવાને વાસ્તે જોઇતા નિયમો ઉપર ધ્યાન આપવું અને તેનો અભ્યાસ કરવો પણ મજબુત અને તંદુરસ્ત બાંધા વાલાં બાળકો ઉત્પન્ન કરવામાં અને ઉછેરવામાં કાંઇ ધ્યાન ન આપવું એ કેવી મુર્ખાઈ ? " ઝાડ તેવું ફળ " એ કેહેવત પ્રમાણે બાળક તેના માબાપનો નમુનો છે. માતપિતાના ગુણદોષો બચ્ચાંને વારસામાં મળે છે. જે ગુણો માબાપમાં હોતા નથી તે ગુણો તેનાં છોકરાંમાં પણ હોતાં નથી. દરેક બાળકમાં માતાપિતાના ગુણોનો સમાવેશ થાય છે. સારા અથવા ખરાબ બાંધાનું થવું તથા તંદુરસ્ત અને નાજુક મનના થવું વગેરે ગુણ અને ખાસીયતો બાળકમાં ઓપે ઉતરવા, એ સઘળો આધાર માતા પિતા ઉપર રહેલો છે. ગર્ભ રેહતી વખતે માતાપિતાના દીલમાં

---

યાદદાસ્ત તાજી કરવાને આતંકનિગ્રહ એક ઉરતાદ દવા છે.

જે જે વિચારો તન, મનની નીતિ અને બીજી અને લાગણી વિષે દોડતા હોય, તેવા વિચારો અને તેવી નીતિવાળું બાળક તે ગર્ભથી ઉત્પન્ન થાય છે. તેટલાં માટેજ કહેલું છે કે દુર બેઠેલી સ્ત્રીએ દુર બેસવાના દિવસોમાં પોતાના પતિથી દુર રહેવું, દીવસે ઉંઘવું નહીં, આંખ આંજવી નહી, રડવું નહીં, નહાવું નહીં નખ ઉતારવા નહીં દોડવું નહીં, હસવું નહીં, ઘણું બોલવું નહીં. ઘણું સાંભળવું નહીં, જમીન ખોતરવી નહીં, બહુ પવન ખાવો નહીં અને મેહેનત કરવી નહીં. આ સઘળા નિયમો જે આર્ય ધર્મશાસ્ત્રમાં લખવામાં આવેલા છે, તેને અનુસરીને વૈદ્યકશાસ્ત્રમાં કારણો બતાવેલા છે કે દુર બેસવાના દીવસોમાં દીવસે ઉંઘવાથી તે સ્ત્રીને જે ગર્ભ રહે તે બહુ નિદ્રાવાળો, આંજણ આંજવાથી આંધળો, રડવાથી આંખની ખામીવાળો. નહાવાથી દુખીદમયલ સ્વભાવવાળો, નખ કાપવાથી ખરાબ નખવાળો અને બોલ-

---

વીર્યનો વધારો કરવા ઇચ્છનાર પુરૂષોને આતંકનિગ્રહ દવા વાપરવાનીજ ભલામણ કરવામાં આવે છે.

વાથી બકબકીયો થાય છે. તેમજ અત્યંત હસવાથી અવતરેલા બાળકના દાંત, હોઠ, તાળવું, તથા જીભ કાળાં થાય છે. બહુ સાંભળવાથી બેહેરૂં, જમીન ખોતરવાથી આળસુ, બહુ પવન ખાવાથી ઘેલું અને ઘણી મેહેનત કરવાથી બાળક કદરૂપું અવતરે છે. એટલાજ માટે સ્ત્રીએ દુર બેસવાના વખતમાં ઉપર જણાવેલા સર્વે ચાળા અને કામોથી દુર રહેવું.

દુર બેસવાના દિવસમાં સ્ત્રીએ પતિના સંયોગથી દુર રેહેવું જોઈએ. કારણ કે જેમ નદીના પ્રવાહમાં નાંખેલું લાકડું, ઉંચે જઇ શકતું નથી તેમ દુર બેસવાની વખતે લોહી વહેતાં છતાં નાંખેલું વીર્ય ટકી શકતું નથી. કદાચ ટકે તો પેહેલે દીવસે રહેલો ગર્ભ પ્રસવ વખતેજ મરણ પામે છે. દુર બેસવાને બીજે દીવસે સ્ત્રી સંગ કરવાથી ઉત્પન્ન થનાર બાળક સુવાવડમાંજ મરણ પામે છે, અને ત્રીજે દીવસે સંગ કરવાથી ઉત્પન્ન થનારૂં બાળક અપૂર્ણ અંગવાળું અને ઓછાં આયુષ્યવાળું થાય

---

છે, પણ દુર બેસવાના દિવસ પુરા થયા પછી સંગ કરવાથી ઉત્પન્ન થનાર બાળક મોટી આવરદાનું અને તંદુરસ્ત જન્મે છે.

જ્યારે બાળક ગર્ભમાં હોય છે ત્યારે જે જે કારણો તેની માતા પર અસર કરે છે, તે તે કારણો તે બાળકપર પણ અસર કરે છે. જો માતાને તનનું દુઃખ થાય છે તો બાળકને પણ તનનું દુઃખ થાય છે એટલા માટે ગર્ભવાળી સ્રીએ, ગર્ભ રહે તે દીવસથી શાંત મન રાખવું, ચોખાઇથી રહેવું, સફેદ કપડાં પેહેરવાં, ગોજાં અને બેબયલ માણસોને અડવું નહીં. ખરાબ વાસ, બીક ઉપજે એવી ચીજો અને તેવી વાતો પર ધ્યાન આપવું નહીં. સુકાયેલું, ટાઢું, સડી ગયેલું અને બફાઇ ગયેલું અન્ન ખાવું નહી. ખુશી ખુશાલીના પ્રસંગ સીવાય ઘેરની બહાર જવું નહીં, ભુતના રેહેઠાણવાળી કેહેવાતી જગ્યાએ, કોઈ મરી જાય તેને પાથરણે બેસવા, વગેરે જગ્યાએ પણ જવું નહીં. મોટે સાહાદે બોલવું નહીં. અને એવા બીજી

---

ગુમ થઇ ગએલી શક્તિ પાછી લાવવાને આતંકનિગ્રહ દવા વાપરવી જોઈએ.

પણ ગર્ભને અડચણ કરનારી જે જે બાબતો જણાય તે છોડી દેવી. શરીરને બહુ મેહેનત પણ આપવી નહીં. સુવાનો પલંગ યા ખાટલો ઉંચો ન જોઇએ; બહુ મોટો હોવો જોઇએ, અને સ્વચ્છ પાથરેલો જોઇએ. વળી સુતી વખતે હલકા કપડાંજ શરીરપર હોવાં જોઇએ. બહુ મેવા મસાલાના 'રીચ' ખોરાકને બદલે સાદો, પુષ્ટ, અને રૂચી વાળો ખોરાક જમતી વખતે લેવો. આ સઘળી વર્ણવેલી બાબતો પર છુટક થવાના વખત સુધી ધ્યાન આપવાનુ છે. સ્ત્રીના ઈચ્છા પરિપુર્ણ થવામાં ખામી આવ તો તે ખામી બાળકનાં અવયવોમાં ઉતરે છે. પણ શોક, દીલગીરી, ગુસ્સો, અને અસંતોષ વગેરે દીલનાં દુઃખો જો ગર્ભવાળી સ્ત્રીને હોય તો તેની અસર તેના બાળકમાં પણ ઉતરે છે. ઘોડા પર, પહાડ પર, હાથી પર યા એવી ઉંચી જગ્યા પર ચહડવું, કસરત કરવી, ઉતાવળે ચાલવું, પાણીમાં ચાલવું, કજીઓ કરવો, આળસ ખાવી, અને તીખા, ઉના, ખાટા અને ભારે પકવાનો

---

ખાવાં, દિવસના સુવું અને રાતનાં જાગવું અને ઉભે પગે બેસવું વગેરે બાબતોનો પણ ગર્ભવાલી સ્ત્રીએ ત્યાગ કરવો.

ગર્ભ રહ્યા પછી સ્ત્રીને જુદીજુદી ચીજ ખાવાની ઇચ્છા થાય છે, ત્યારે જો તેણીની મરજી માફકના પદાર્થો આપવામાં આવે તો શુરવીર અને લાંબી આવરદાનાં બાળકને તેણી જન્મ આપે છે. પણ જો તેથી વિરૂદ્ધ એટલે મનગમતા પદાર્થો આપવામાં ન આવે તો તે લંગડા, બેબીયલ, ઠીંગણા, 'ઈડીઅટ' અને આંધળા બાળકને જન્મ આપે છે. ગર્ભવાલી સ્ત્રીની જેજે ઇંદ્રીઓની ઇચ્છા પુરી પાડવામાં ન આવે તો તે તે ઈંદ્રીઓની ખામીવાળા બાળકને તેણી જન્મ આપે છે. પણ એટલી સંભાળ રાખવાની જરૂર છે કે ગર્ભને ઈજા કરે એવી વસ્તુ નહિ આપવી જોઇએ. બાળકોની મનની ખાસીયતોને માબાપની કુટેવની અસર થાય છે. જો ગભ રેહેવાના વખત પેહેલા સ્ત્રી પુરૂષ વચ્ચે કંકાશ થાય છે તો બાળક કજીઆખોર થાય છે.

---

અતી દારૂ પીનારાં છાકટાં માબાપો, થોડી અકલ-વાળાં અને ખોડવાલાં બાળકોને ઉત્પન્ન કરે છે. વખતે એમ પણ બને છે કે પેહેલું જન્મેલું બાળક કબુધીનું હોય છે અને પછીનાં બાળકો હોશીઆર અને તંનદુરસ્ત હોય છે. અથવા તો પેહેલું બાળક હોશીઆર અને તંદુરસ્ત હોય છે તો પછીનાં બાળકો અશકત અને કમસમજનાં હોય છે. આમ થવાનાં કારણો પણ ઉપરનો નીયમ વાંચવાથી તુરત ધ્યાનમાં આવે છે.

ઉપરની સઘળી હકીકત ઉપરથી હવે એમ ખુલ્લું સમજાયું હશે કે જ્યારે એક જોડું દરદી હાલ-તમાં હોય ત્યારે તેઓએ છોકરાંની વૃદ્ધી યા ઉત્પત્તિ નહીં કરવી જોઇએ, કારણ કે તેવી સ્થિતીમાં રહેલા ગર્ભથી ઉત્પન્ન થયેલું બાળક તેઓને એક બોજા જેવું અને દુઃખ ઉત્પન્ન કરનારૂં થઈ પડે છે. માતાની દરેક ભુલ ગર્ભ રેહેવાના વખતથી તે બાળકના જન્મ

---

ઉત્તમ ઔષધો એજ મનુષ્યનું જીવન છે. આ તંર્કનિગ્રહ જેવાં ઉત્તમ ઔષધો ઘણાં થોડાંજ જો-વામાં આવશે.

સુધી બાળકને હાનીકારક થઇ પડે છે. ગર્ભ રહેતી વખતે બન્ને જણાં પોતપોતાના ગુણો બાળકને આપે છે. પણ ગર્ભ ધારણના વખતથી તે તેના જન્મ સુધીમાં તો માતાનાજ ગુણોની અસર બાળક પર લાગુ રેહે છે. મહીનાવાલી સ્ત્રી જો ભારે ખોરાક ખાય તો બાળકને કંઠમાળનું દરદ થાય છે. જો તેને લાંબા વખત સુધી બેસવાની ટેવ હોય તો બાળક નબળા બાંધાનું થાય છે. કોઇ પણ નાલાયક ઔષધ લેવામાં આવે તો બાળક ખરાબ સ્વભાવવાળું થાય છે. કોઇ પણ પારાના મેળવણીવાળું ઓષધ આપવામાં આવે તે બાળકને ગાંઠ તથા ખહીના રોગની અસર પેહેલાંથીજ થાય છે. તેને 'કિવનાઇન' આપવામાં આવે તો બાળકની બહારની ઇંદ્રીઓમાં એટલે મુખ્યત્વે કરી સાંભળવામાં અને જોવામાં ખામી પેદા થાય છે. જો તેને કાંએ પણ કારણથી અફીણવાળી દવા આપવામાં આવે તો બાળકનું કલેજું અશકત અને આતરડાં કબજ થાય છે. મહીનાવાલી

---

સરજન, ડાકટર, વિદ્વાન અને ગ્રહસ્થ એ દરેક આતંકનિગ્રહ દવાનો ઉપયોગ કરવા ભલામણ છે,

સ્ત્રી જો બહુ મેહેનત કરે અથવા તો જો તેને હંમેશ થાકેલી સ્થિતિમાં રાખવામાં આવે તો તેનું બાળક ખામી ભરેલું, ચેહેરામાં, શરીરમાં, અને બોલવામાં સમતોલ વગરનું તેમજ બેડોળ થાય છે. ગર્ભમાં રહેલાં બાળકનો જોકે કુદરતે ઘણો સારો બચાવ કરી રાખેલો છે, તોપણ ગર્ભ રહ્યા પછી સ્ત્રી પુરૂષ વચ્ચેનો સંબંધ બંધ રાખવો જોઇએ. આ પ્રમાણે જંગલી લોકોમાં અને પશુ વિગેરેમાં રિવાજ ચાલે છે. અફસોસ છે કે સુધરેલા લોકોમાંજ તે સંબંધી ભયંકર ભૂલો થાય છે. ગર્ભ રહ્યા પછી તે સંબંધ જો જારી રાખવામાં આવે તો ઉત્પન્ન થનાર બાળકોના અવયવાની રચનામાં ખામી ઉત્પન્ન થાય છે. આવા વખતમાં સંયોગથી થતા કામનું વળણુ અટકાવવાને સ્ત્રી પુરૂષનું સુવાનું બીછાનું જુદું રાખવું જરૂરનું છે. ગર્ભવાળી સ્થિતિમાં વખતો વખત સંબંધ થયાથી બાળક કમજોર અને

---

મુશ્કેલ થાય છે. એટલુંજ નહીં પણ તેથી ઘણી વખત ગર્ભ અધુરે પડે છે. તેમજ સ્ત્રીની છુપી ઇંદ્રીઓના ઘણાંક દર્દો, સ્ત્રીનું જલદીથી ઘસાઇ જવું અને બાળકોનો નાની વયમાં નાશ એ સઘળું મહીનાવાળી સ્થિતિના વખતમાં સ્ત્રી પુરૂષ વચ્ચેના સંબંધનુંજ પરીણામ છે એટલુંજ નહીં પણ ઉત્પન્ન થનારાં બાળકમાં, માબાપનો, મનને વશ ન કરી શકનારે જુસ્સો પણ એમજ ઉતરે છે.

ગર્ભ રેહેવા પછી પોતાની આગળના નાનાં બાળકને નવરાવવું એ માતાને, ધાવનાર બાળકને, અને ગર્ભમાં રહેલું બાળક, એ ત્રણેને નુકશાનકારક છે આવી રીતે બાળકને ધવરાવવાથી હમેલ અધુરે જાય છે, અને કદાચ બાળક જન્મ પામે છે તો ન સડો લાગેલાં ફળની માફક ધીમે ધીમે દુર્બલ થઇ મરણ પામે છે.

જેમ માવતરનું દુધ તેમજ ધવાડવા રાખેલી આયનું દુધ પણ બાળક પર અસર કરે છે. માટે માતા તથા ધવાડવા રાખેલી સ્ત્રી તંદુરસ્ત હોય તોજ

---

બાળક તંદુરસ્ત બાંધો પકડે છે ધવાડવા રાખેલી આયા માટે (આજકાલની ફાસનની શીશીઆરીમાં ચડી રહેલી પ્રજાએ) ખાસ ધ્યાન આપવું, માતા (જો ખરેખરજ પોતાના શરીરની નાતબીયતને લીધે), પોતાના બાળકને માટે ધવાડનારી સ્ત્રી રાખે, તો તેણી પોતાની જાતની, મધ્યમ કદની, જુવાન, કશા રોગ વગરની, નમ્ર સ્વભાવની, બહુ બાહોશ નહીં એવી, લોભી નહીં, દુબળી નહીં, તદન હોશ વગરની પણ નહીં, સ્વચ્છ દુધવાળી, લાંબા હોઠ વગરની ગોળ થાનવાળી, શરીરના સઘળા સાબુત અવયવોવાળી, અફીણ વગેરે કેફી વસ્તુને નહીં અડનારી, હયાત બાળકવાળી, બાળક પર વહાલ રાખનારી, નીચ કામ નહીં કરનારી. સારાં ખાનદાનની, અને બીજા પણ એવા સારા ગુણોવાળી હોવી જોઈએ. ધવાડનારી જો ઉંચા થાનવાળી હોયતો તેને ધાવવામાં બાળક ભયંકર થાય છે. લાંબા થાનવાળી ધવા—રીથી છોકરાંનું નાક અને મોઢું દબાય છે અને વખ તેમાંથી બાળકનું મરણ પણ નીપજે છે. ધવરાવ

---

વખતે ધવાડનારીએ બાળકનાં માંથાં પર હાથ રાખવો જોઇએ. વળી ધવાડનારી એકજ હોવી જોઇએ કારણ કે જુદાં જુદાં ધાવણ ધાવવાથી બાળકના શરીરમાં અનેક રોગો જન્મ પામે છે બાળકને ધવાડવાનું શરૂ કરતી વખતે હંમેશ થોડું દુધ બહાર કહાડી નાંખવું જોઇએ જો તેમ કર્યા વગર ધવાડવામાં આવે તો દુધથી ભરેલાં થાનમાંથી દુધનાં જોસબંધ વેહેવાથી બાળકને દમ, અને તેને લગતા બીજા રોગ ઉત્પન્ન થાય છે. ગુસ્સા અને દલગીરીથી તેમજ બચ્ચાં તર્ફના અભાવથી સ્ત્રીનું દુધ બળી જાયછે માટે ઉપલી લાગણી અને ગુસ્સા વગરની સ્ત્રી ધવાડવા માટે રાખવા. વળી ધવાડનારી હસ્તક પોતાનાં બાળકને સોંપવા પેહેલાં તે ધવાડનારીના દુધના તપાસ લેવી બહુ જરૂરીયાત છે. દુધને પાણીમાં નાખવાથી જો તે તેની સાથે જાય, ફીણ નહીં દેખાય, પાણીમાં દોરાના

---

રાત્રીમાં અને દીવસમાં એ પ્રમાણે બે જાતના ધાત જવાના રોગમાં ઘણાં ઔષધો એકને ફાયદા કર્તા અને બીજાને નુકશાન કર્તા નિવડેછે પણ આતંકનિગ્રહ ગોળીઓ એ બંન્રે પ્રકારમાં એકસરખા રીતે લાગુ પડતો વખણાએલો ઇલાજ છે.

વળની પેઠે દુધ ફર્યાં ન કરે, ઉપર તરી ન આવે, ફાટી નહીં જાય, પણ સ્વચ્છ અને સફેદ દેખાય તો તે દુધને લાયક માનવું ભુખી, શોકમાં ગરક થએલી, થાકેલી, ધાતુના બગાડવાળી, હમેલવાળી તાવથી પીડાતી, બહુ નબળી, બહુ જાડી અને અજીર્ણ વગેરે રોગોવાળી ધવાડનારીનું ધાવણ બાળકના શરીરમાં અનેક જાતના રોગો ઉત્પન્ન કરેછે.

તનનાં કૌવતની જરૂરીઆતના પ્રમાણુમાંજ મનના કૌવતની જરૂર છે. સાધારણ બુદ્ધિનાં છોકરાં તો ઘણાં ઉત્પન્ન થઇ શકે પણ તેજ બુધ્ધીવાળાં છોકરાં કેમ પેદા થઇ શકે એ જાણવું બહુ જરૂરનું છે બાળકના જન્મ પછી તેને બુદ્ધિમાન કરવાના સઘળા પ્રયત્નો કામે લગાડવા કરતાં, બાળક જ્યારે ગર્ભમાં હોય ત્યારે તેને બુદ્ધિમાન કરવાનું તેની માતાનુ પ્રયત્ન વધારે સફળ ઉતરે છે. ગર્ભમાં

---

રાત્રીમાં ધાત જવાનાં કરતાં દિવસે ધાત જવી એ રોગ ઘણો ભયંકર છે તે શરીરને જલદીથી ખાલી કરી નાંખે છે. આવા વખતમાં આતંકનિગ્રહનો ઉપયોગ અતિશય લાભકારી નિવડે છે.

રહેલા બાળકની મનની કેળવણી ખીલવાનો વખત ગર્ભના પાંચમાં મહીના પછીનો છે. પેહેલા પાંચ મહીના તો માતાએ પોતાના શરીરને તંદુરસ્તી-વાળું રાખી અને એટલી પોતાના શરીરને કસરત આપવી, જેથી બાળકના શરીરના બાંધાની ખીલ-વણીનો પાયો રચાય છે પણ પાંચમાં મહીના પછી બાળકનું મગજ ખીલે છે ત્યારે માતાએ પોતાની બુદ્ધિ વધે એવાં પુસ્તકનો સારી પેઠે અભ્યાસ કરવો જોઇએ. ગર્ભમાં રહેલા બાળકના મનનું કૌવત વધા-રવાનો એજ ઉત્તમ રસ્તો છે. માતા જો પોતાનાં બાળકને એક છટાદાર બોલનાર કરવા માગતી હોય તો તેણીએ ઘણાં ઉત્તમ ભાષણો સાંભળવાં જોઈએ અને બની શકે તો આપવા જોઇયે. અને જો ઉત્તમ કારીગર કરવા માગતી હોય તો તેણીએ સારાં સારાં ચીત્રો જોવાં જોઇએ અને તે વાસ્તે મનમાં વિચાર કર્યા કરવો જોઇએ, અને ચીત્રો દોરવાની કોશેશ કરવા જોઇએ. એજ પ્રમાણે બાળકને જે જે વિષયમાં ઉત્તમ બનાવવાની ઇચ્છા હોય તે તે વિષય-

---

સેહેજ બી લંપટી વિચાર આવવાથી થતો વીર્ય-પાત આતંકનિગ્રહ દવાથી અટકે છે.

નો વિચાર અને ખ્યાલ તેની માતાએ કરવો જોઈએ અને તે વીષયમાં હુશીઆર અને પ્રવીણ થવાની અથવા તે શીખવા માંડવાની અને જાણવાની કોશેશ તેણીએ કરવી જોઇએ. એકજ માતાનાં બે છોકરાંમાં ઉપર પ્રમાણે કેળવણી મળેલું બાળક વધારે હુશીઆર થાય છે; અને કેળવણી વગરનું બાળક ગાફેલ રહેછે. આ ઉપરથી આપણે સિદ્ધ કરી શકીએ છેએ કે ગર્ભવાળી સ્ત્રીના મનની લાગણી ગર્ભમાં રહેલાં બાળક ઉપર થાય છે ગર્ભવાલી સ્ત્રીને કદાચ કોઈ કદરૂપા પુરૂષ સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવે અને પછી તે પુરૂષના રંગ. રૂપ, અને ચેહેરાનો તેણીને વિચાર આવયા કરે તો તેણીનું બાળક પણ તેવુંજ કદરૂપું થાય છે જો બાળકને બાહાદુર અને હીમતવાન બનાવવાની ઇચ્છા હોય તો હમેલવાળી સ્ત્રીએ બહાદુર અને હીંમતવાન થવું જોઇએ. ધાસ્તી અને ભયની અસર પણ ગર્ભમાં રહેલાં બાળક ઉપર થાયછે. જો તેવા વખતમાં બાળક જન્મ પામે તો તે તરત મરી જાયછે અથવા થોડા મહીના

---

કામોત્તજક ભાગોનું થોડા યા લાંબા વખતનું અશક્તપણું આતંકનિગ્રહ દવાથી દૂર થાય છે.

સુધી જીવીને મરી જાય છે, અને કદાચ લાંબો વખત જીવે છે તો તે મુર્ખજ રહે છે.

પિતા અને માતા બંને તંદુરસ્ત હોય તો બાળક પણ તંદુરસ્ત અવતરે છે અને બંન્નેમાંથી એક પણ નબળું હોય તો બાળક પણ નબળું અવતરે છે. અશકત માબાપોના છોકરાં અશક્ત હોય છે, વિષયી માબાપોનાં છોકરાં વિષયી નિવડે છે અને ટુંકામાં જે જે કુટેવો માબાપમાં હોય છે તે તે કુટેવ તેના બચાંઓને પણ વારસામાં મળે છે એટલે કે માબાપના દરેક અનીતિનાં પરમાણું છોકરાંને વારસામાં મળે છે. અફસોસ માત્ર એટલોજ કે માબાપોની ભુલની શિક્ષા તેના છોકરાંને ભોગવવી પડે છે આ ઠેકાણે મારે જણાવવું જોઈએ કે જેમ માબાપની અનીતિના પરમાણુંઓ તેમ નીતિના પરમાણુંઓ પણ છોકરાંને વારસામાં મળે છે. રોગિષ્ટ માબાપોનાં છોકરાં રોગિષ્ટ અવતરે છે. તેવા ઘણા દાખલા આપણે જોયા છે અને જોઈએ છૈએ. ટુંકી નજર. ખઈ, દમ, વાઈ વગેરે બીજાં દરદો માબાપ તરફથી છોકરાંને વારસામાં મળે છે.

---

આતંકનિગ્રહ ગોળીમાં જ્ઞાન તંતુઓને બળ આપવાનો ખાસ ગુણ રહેલો છે.

માણસ જ્યારે ઘોડા, બળદ, કુતરા, કે એવાં બીજાં જાનવરો સારાં મજબુત થાય તેને માટે મજબુત અને તંનદુરસ્ત જોડાં શોધે છે, ત્યારે પોતાનાં બાળકો મજબુત અને તંદુરસ્ત થવા માટે સ્ત્રી પસંદ કરવાના સંબંધમાં પુરૂષ, અને પુરૂષ પસંદ કરવામાં સ્ત્રી બેદરકાર રહે એ કેટલી અફસોસની વાત છે? સ્ત્રી કે પુરૂષમાંથી કોઇ પણ નબળા બાંધાનું હોય તો તે વચેનાં લગ્ન એકદમ અટકાવવાં જોઇએ. પણ જ્યાં સુધી બાળકોને વારસામાં દરદ કેવી રીતે મળે છે તેનું જ્ઞાન લોકોમાં પુરેપુરૂં નહીં ફેલાય ત્યાં સુધી એમ થવું ઘણું અસંભવીત છે, "માબાપ તેવાં છોકરાં" એ કેહેવત માબાપનાં તનનાં બાંધા અને મનના વિકાર ઉપર ધ્યાન આપીને નિકલેલી હોય એમ જણાય છે. અતિ અફસોસ કરવા જેવું છે કે પૈસો, ઉંચી જાત અને એવીજ બીજી કેટલીક બાબતોપર વિશેષ ધ્યાન આપી પરસ્પર જોડાં બંધાય છે આવી રીતે કજોડાં બંધાઈ નબળી ઓલાદ ઉત્પન્ન થાયછે. એક પૈસા

---

બદનના જુદા જુદા ભાગોને જોઇતી મજબુતી આપવી એ આતંકનિગ્રહનુંજ કામ છે.

દાર જુવાન્યો ગમે એવો બેડોળ, રોગિષ્ટ અને બુખખ હોય તો પણ તે રૂપાળો, તંદુરસ્ત અને હોશીઆર તરીકે પસંદ કરવામાં આવે છે. એવી પૈસાની કરામત છે. સારી જેવી સબ્ભર રીત લાવનારી ખહીવાળી બેખીયર સ્ત્રીની સાથે લગનના પવિત્ર ગાંઠથી જોડાવામાં એક તદુરસ્ત, લોભી અને દેખતી આંખે આંધળો પુરૂષ જરા પણ અચકાતો નથી. બુદ્ધિમાન માબાપના છોકરાં તેવાંજ નિવડે છે. ઘણું કરી મોટાં પ્રખ્યાત માણસોની માતા તેવાજ ગુણવાળી હોય છે. કારણ કે પીતા ગમે તેવી ઉત્તમ શક્તિ ધરાવતો હોય પણ માતા નબળા બાંધાની હોય તો તેણી કદી સારાં, તેવા છોકરાંને જન્મ આપી શકશે નહીં. વળી અનુભવથી એમ પણ સાબેત થયું છે કે. ફક્ત માતાપિતાનાજ નહી પણ પોતાના દાદા વગેરેના પણ ખાસ ગુણો, ખામીઓ અને દરદો થોડે અથવા ઘણે દરજ્જે વારસામાં લઈને છોકરૂં અવતરેછે પુરૂસની તર્ફના ગુણ અને ખામીએ પુરૂષને અને સ્ત્રીની તર્ફના ગુણ અને ખામીઓ

---

આતંકનિગ્રહ દવામાં પાચન ક્રિયાને મદદ કરી સારી ભુખ લાગવાનો ઉમદા ગુણ રહેલો છે.

સ્ત્રીને મળે છે. વળી દારૂ પીવાની, ખુન કરવાની અને આપઘાત કરવાની ટેવ તથા ઘેલછા પણ વારસામાં ઉતરે છે. દુનીઆમાં જે જે ગુનેહગાર માણસો આપણા જોવામાં આવે છે તે સઘળા ગુનેહગાર બાપોનાંજ છોકરાં છે.

માબાપની તંદુરસ્તી અને ગુણદોષો ઉપરજ છોકરાંની તનમનની હાલતનો આધાર રહે છે, એમાંથી એક પણ નબળું હશે તો બાળક પણ નબળુ નીવડશે. સ્ત્રી અને પુરૂષમાં જેટલે દરજ્જે ખામી તેટલે દરજ્જે તે ખામીનું પરિણામ બાળકને ભોગવવું પડે છે. સ્ત્રી અને પુરૂષ જો પોતાની નાની વયમાં માબાપ થાય તો તેથી અવતરેલાં બાળકમાં તેના તરફથી મળેલા ગુણો ઘણીજ અધુરી હાલતમાં જોવામાં આવશે. પુખ્ત ઉમરે પોંહોંચેલા માબાપોનાં છોકરાં ઘણા મજબુત બાંધાનાં અને રૂપાળાં નીવડશે. આ બાબત તો ખરીજ છે કે ફુટતી જુવાનીવાળો પુરૂષ પોતાનાં બાળકને પુરેપુરી જીવન શક્તિ (vitality) આપી શકતો નથી તેવીજ

રીતે નાની ઉમ્મરની છોકરી નાનાં અને ઝીણા બાળકને જન્મ આપે તેમાં શી નવાઇ ?

જેમ નાની ઉમ્મરનાં માબાપો તંદુરસ્ત બાળકો ઉત્પન્ન કરી શકતાં નથી તેમ બહુ મોટી ઉમ્મરે પહોંચેલાં માબાપો પણ તંદુરસ્ત બાળકને ઉત્પન્ન કરી શકતાં નથી. અને તેથી એમ સિદ્ધ થાય છે કે નબળા બાંધાનાં બાળકો કાંતો કાચી ઉમ્મરનાં માબાપોનાં અથવા તો ઘરડાં માબાપોનાં છોકરાં હોવાં જોઇએ. કારણ કે નાની ઉમરનાં માબાપોનાં શરીર અને મન નાનાં હોય છે. તથા ઘરડાં માબાપોના શરીર અને મન વપરાઇને ઘસાઇ પીસાઇ ગયલાં જેવાં હોય છે. આથી બીજી વાત એ સાબીત થાય છે કે સઘલી રીતે લાયક દેખાતાં બાળકો સારી રીતે પુખ્ત ઉમ્મરે પહોંચેલા માબાપનાંજ છોકરાં છે. કારણ કે લાયક ઉમ્મરે માત પીતાનાં તન અને મન બરાબર સંપુર્ણ હાલતમાં આવેલાં હોય છે. આપણે ઇતિહાસપર નજર કરશું અને

---

રાત્રીના કે દિવસના કોઇ પણ જાતના ધાતુ જવાના રોગપર અપ્રતંપ્રતિબદ્ધ એક વખણાએલો ઇલાજ છે.

અતિ પ્રખ્યાત માણસોના તર્ફ જોઇશું તો તેઓ છેક નાની વયના માબાપનાં કે ઉમ્મરે પુગેલાં માબાપનાં છોકરાં નહીંજ હોય. સારી પેઠે પુખ્ત ઉમ્મરે પહોંચેલાં માબાપનાં છોકરાં અનુક્રમે એક બીજાંની સાથે સરખાવતાં થોડે યા ઘણે દરજ્જે વધુ યા ઓછી ખામી લઇ અવતરે છે. અને તેથી એવું અનુમાન થાય છે કે હિંદુઓમાં સૌથી નાના છોકરાને પિતાની મીલકતનો મોટો ભાગ વારસામાં આપવાનો જે કાયદો ચાલે છે તેનું કારણ પણ એજ હોવું જોઇએ, કારણ કે મોટી ઉમ્મરે થયેલાં નાનાં છોકરામાં માબાપ તર્ફનાં જેટલાં મજબુત ગુણ હોવા જોઇએ તેટલાં હોતાં નથી, અને તેથી તે દુન્યામાં આગળ વધવાને અશકત રહે છે. અને તેટલાજ માટે તેને વધારે હીસ્સો મલવાની જરૂર છે. આ ઉપરથી એક બીજો સાર આપણે કહાડી શકીએ છીએ કે છેક નાની ઉમ્મર તેમજ છેક મોટી ઉમ્મર બાળકની ઉત્પત્તિને માટે નાલાયક છે. માટે તેવી ઉમ્મરે બાળકની ઉત્પતિ થતી

---

આતંકનિગ્રહ દવાના અનુહદ ફાયદાને લીધે ૨૫ હજાર કરતાં પણ વધારે સર્ટીફીકેટો મલ્યાં છે.

અટકાવવીજ જોઇએ. નહીં પાકેલું તેમજ સડી ગયેલુ ત્રાંદ કદી પણ સારો દેખાવ આપતું નથી.

દુન્યાદારીનાં સઘળાં સુખોનો આધાર લગ્નઉપર છે. ખરા લગ્નની સ્થિતિ એ દુન્યામાં સૌથી સરસ સુખની સ્થિતિ છે. લગ્નમાં જોડાયા પછી બંન્ન પક્ષ એક બીજા તરફ પવિત્ર હોય તો તેનું પરિણામ કાંઈ જુદુંજ આવે છે પણ અરે! આ બાબત સમજે છે કોણ? પતિ પસંદ કરવામાં ઘણી બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે સ્ત્રી પુરૂષો જેમ પોતાનાં સુખને સારૂ પરણે છે તેમ તેઓ પોતાના ભવિષ્યનાં બાળકનું હિત ધ્યાનમાં લઇ પરણુતાં હોય તો કેવું સારૂં? પતિની નાદુરસ્તી તેની સ્ત્રીને પણ દુખઃદાયક છે એટલુંજ નહીં પણ તેના ભવીષ્યના વંશવેલા પર પણ આવી પડેછે. પુરૂષ સ્ત્રીને તેનું રૂપ અને પસો જોઈ પસંદ કરે છે અને સ્ત્રી પુરૂષને તેનું રૂપ જોઈ પસંદ કરે છે. પણ એક બાજાને પસંદ કરવામાં કઈ કઈ બાબનો જરૂરની છે તે તેઓ જાણતાં નથી. પરણુવા પહેલાં વિચાર કરવો

---

ગફલતથી નાદાન વયમાં કરેલા હાથરસથી આવેલી કમતાકાતી આતાંકનિ... નાશ પામે છે.

જોઈએ કે તમારે માટે કયો ધણી કે કઇ સ્ત્રી લા-
યક છે. કારણ કે તેના પર તમારા ભવિષ્યનો આ-
ધાર છે. પોતાના ઘરને માટે કોઈ જાનવર પસંદ
કરતી વખતે માણસ તેના બધી રીતે તપાસ કરેછે,
ત્યારે લગ્ન. કે જેના પર ભવિષ્યનાં સઘળાં સુખોનો
આધારછે તેમાં જરા પણ વિચાર કર્યા વિના જો-
ડાવું એ કેવું ભુલ અને ભયભરેલું છે. એક બી-
જાની સાથે લગ્નમ જોડાતી વખતે પરસ્પરના બાં-
ધાની બરોબરી, ઉમ્મરનો તફાવત અને એક બી-
જાને મળતા વિચારો સંબંધી જરૂર વિચાર કરવો
જોઇએ. જેવા ગુણ પુરૂષમાં તેવાજ ગુણ સ્ત્રીમાં
હોય અને તેઓ જો લગ્નથી સાથે જોડાય તોજ તેઓ
સુખી જીંદગી ગુજારી શકે. બુધ્ધિમાન બેઅક્કલની
સાથે, ઉદાર કંજુસની સાથે, તંદુરસ્ત નાદુરસ્તની
સાથે અને એવીજ રીતે પરસ્પર વિરૂધ્ધ ગુણ ધ-
રાવનાર જોડાંઓ સાથે જોડાવાથી બેશુ...ધતાં
પરિણામ આવે છે. જો સ્ત્રી, છાકટ ધણીને સાથે જ્ઞાન
કરે તો તેણીને માટે, ગરીબ સ્થિતિ, દુ...ને

---

અતિ બ્યભિચારથી થએલી નંબળાઈ પણ
આતંકનિગ્રહથીજ દૂર થાય છે.

ભુખમરાનો વખત નજદીક છે એમ તેણીએ નક્કી માનવું એટલુંજ નહીં પણ એ જોડાંથી ઉત્પન્ન થનાર છોકરાં ઉપર પણ તેની નાશકારક અસર થાય છે, કોઇ પણ હલકી જાતનો વ્યસની પુરૂષ પણ પતિ થવાને નાલાયક છે. જે પુરૂષ પોતાની માતા તથા બહેનોને અપમાન આપતો હોય તે પણ પતિ થવાને નાલાયક છે, કારણ એવી ચાલથી તે પોતાને હલકા અને ઘાતકી પુરૂષમાં ખપાવે છે. પુરૂષનો બહારનો અદેખાઈભર્યો અને નીચ દેખાવ તેનાં અંદરનાં હલકા ગુણોનાં ગોયા એક સાંકળીયાં (index) સમાન છે. માટે તેવો સખ્સ પતિ થવાને લાયક નથી. આ પ્રમાણે પતિ પસંદ કરવામાં, એક સ્ત્રીને ઘણી બાબતો તપાસવાની છે. પણ અફમાસ !

થોડીજ સ્ત્રીઓ કરેછે. ઘણી વખત ઘણી સ્ત્રીઓ
ંધ કુવામાં ઉતરેછે બલકે તેનાં માબાપો જ
[illegible] કુવામાં નાખેછે વિચાર કર્યા વગર ઉતા-
વ[illegible] .સંદ કરવામાં, પાછળથી ધીરજથી અફ-
સોસ [illegible] એજ પરિણામ આવેછે. જોકે [illegible]

---

દરેક જાતના ધાતુક્ષયને માટે આતંકનિગ્રહ એક ખરો ઈલાજ છે.

કુંવારા રેહેવાની ભલામણ કરતો નથી, પરંતુ માઠાં પરિણામવાળાં લગ્નમા જોડાવા કરતાં કુંવારા રેહેવું એ વધારે સારૂં છે.

જેમ સ્ત્રીને પતિ પસંદ કરવામાં તેમ પુરૂષને સ્ત્રી પસંદ કરવામાં પણ ઘણી બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે. કોઈ પણ દરદથી પીડાતી સ્ત્રી પત્ની થવાને નાલાયક છે. અતિ નાની કમરવાળી સ્ત્રી પણ પત્ની થવાને નાલાયક છે અતિ નાની કમરને ખુબસુરતીની નીશાની ધારવી એ ભુલભર્યું છે. એવી સ્ત્રીઓ તંદુરસ્ત બાળકને જન્મ આપી શકતી નથી. જેને સારી કેળવણી મળી હોય તેજ સ્ત્રી પત્ની થવાને લાયક છે. આ જગ્યાએ કેળવણી શબ્દ લખ્યોછે માટે તેથી એમ ન સમજવું કે મોટી મોટી પરીક્ષાઓ આપેલી હોવી જોઈએ. પણ જણે ઘરના કામકાજમાં સારી કેળવણી લીધેલી હોય તેજ પત્ની થવાને લાયક છે જે સ્ત્રીને સુઘડ, સારૂં રાંધતાં આવડતું હોય, સીવવા ભરવાના કામમાં પૂરતું જ્ઞાન હોય, સફાઇથી ઘર રાખી જાણતી હોય, અને સૌથી

---

કમરનું દુઃખવું, પગની કળતર, વિગેરે દરદો આતંકનિગ્રહ આગલ બાલકુલ ટકી શકતાં નથી.

વધારે તો જેને બાળકો કેમ ઉછેરવાં એ સારી રીતે આવડતું હોય તેજ ખરેખર પત્ની થવાને લાયક છે. ઉપર બતાવેલાં કામો માટેજ સ્ત્રી પસંદ કરવાની છે એવી મતલબ નથી પણ ને તેવાં દરેક કામમાં હોશીઆર અને પહેલી પંકિતની થાય એમ કહેવાની મતલબ છે. આળસુ સ્ત્રી મદદગાર થવાને બદલે બોજા રૂપ થઇ પડે છે અને ચાલાક ઉદ્યોગી સ્ત્રી થોડાં સાધનોથી પણ ઘરને ઘરનાં ખરા રંગ રૂપમાં લાવી મુકી પતિનું હૈયું હરખાવે છે સાચી, ભલી, અને ઉદયોગી સ્ત્રી ખરેજ એક બેમુલો ખજાનો છે. પણ અફસોસ ! તેથી ઉલટા ગુણ ધરાવનારી સ્ત્રી. આ કડણ સંસાર સાગરમાં છેવટે જરૂર ડુબાડે છે ફકત ખુબસુરતી પરજ લોભાઇ ન પડતાં હમેશાં મજબુત બાંધાની સ્ત્રીજ પત્ની તરીકે પસંદ કરવી. કારણ કે તેવી સ્ત્રી મજબુત બાંધાનાં અને તંદુરસ્ત બાળકોને જન્મ આપે છે. જે સ્ત્રીને બચ્ચાંઓ તર્ફ કુદરતી અભાવ અને અણગમો હોય, તે સ્ત્રી પણ પત્ની થવાને લાયક નથી. અને છેવટે તમે જે જે

---

પત્ની પસંદ કરો તેનો ખરો સ્વભાવ કેવો છે તે ઓળખીનેજ તેની સાથે લગ્ન કરજો.

એક લોહીના સ્ત્રી પુરૂષ વચ્ચે લગ્ન થવાથી તે જોડાંનાં છોકરાં, બહેરાં, મુંગા, આંધળાં, મુર્ખ અને તન મનની બાજી શક્તીઓમાં ઊતરી ગયેલાં માલમ પડે છે. હિંદુ ધર્મશાસ્ત્ર અને મુસલમાની ધર્મશાસ્ત્ર પણ, માંહોમાહે એટલે સગપણમાં લગ્ન ન કરવાં એમ કહે છે. કારણ કે માંહોમાંહે લગ્નથી જોડાયલાં જોડાંના, તનમનના ગુણો એક સરખા હોવાને લીધે તે તેનાં બાળકોમાં વધારે મજબુતાઇથી પ્રવેશ કરે છે. અને તેટલા માટે, માતા તથા પીતાના પક્ષનાં ચોક્કસ નજદીકનાં સગાંઓમાં લગ્નના ગાંઠથી બંધાવું નહીં. ગમે તેટલો મોટો વારસો, અને રોત યા પલ્લું મળવાનું હોય તોપણ જે કુળમાં પુરૂષોની ઉત્પત્તિજ ન થતી હોય, કોઇ પણ જાતની ઉંચા કેળવણી તે કુળમાં કોઇને ન મળી હોય, અને ખસ, કોઢ, ફેફરૂં, હરસ, વગેરે દરદો, તે ખાનદાનમાં ઓધે ઉતરતાં હોય તે કુળની

---

પ્રસંગ વખતે નબળા પડી જતા પુરૂષોને આતંકનિગ્રહ દવાનુંજ સેવન કરવું જોઇએ.

કન્યા કદી પણ પરણવી નહીં. સાધારણ જોઇએ તે કરતાં મોટા અવયવોવાળી, રોમિષ્ટ બહુ રૂવાંવાલી, તદન રૂવાં વગરની અને કઠોર. ભયભીત નામવાળી સ્ત્રીને કદી પણ પત્ની તરીકે પસંદ કરવી નહીં.

ખુશનુમાં નામવાળી, હંસ અને હાથીની માફક ચાલનારી, ખુબસુરત, નાજુક, અને જેના વાળ, રૂવાં તથા દાંત ઝીણા હોય એવી સ્ત્રીનેજ પત્ની તરીકે પસંદ કરો, પરંતુ આ સઘળા ગુણોવાળી છતાં જો તે ઉમ્મરે મોટી હોય તો તેનાથી દુરજ રહેજો. સ્ત્રી પસંદ કરવામાં આટલી બધી સંભાળ રાખવાની જરૂરછે તેનું કારણ એટલુંજ કે જે જે બાબતો માણસને સાધારણ રીતે પ્રીતિ અને પ્યાર ઉત્પન્ન કરનારી છે તે સઘળી બાબતો તેવી સ્ત્રીમાં એકઠી રહેલી છે જુવાન, રૂપાળી, અને ઉપર કહેલા સારાં લક્ષણોવાલી સ્ત્રીમાં ધર્મ અને લક્ષ્મીનો સમાવેશ થાય છે.

જો અતી વિષયાંધ સ્ત્રી સાથે ઉત્તમ માનસિક શક્તિ અને ઉત્તમ શારીરિક શક્તિ ધરાવનાર પુરૂષનો

---

સ્ત્રીસંગ વખતે દમ ભરાઈ આવવો એ નપુંસકપણાની નીશાની છે પણ આતંકનિગ્રહના સેવનથી તે નીશાની જલદીથી દુર થાય છે.

સંબંધ થાય તો તે પુરૂષનો નાશ જલદીથી થાય છે કારણ કે તેવી સ્ત્રીઓ સાથે જોડાયા પછી તેને માનસિક અને શારીરિક એ બન્ને શક્તિનો ખર્ચ કરવો પડેછે અને તે બન્ને શક્તિનું એકી વખતે ખર્ચ કુદરતથી સહન થતું નથી જેને લખવા, વાંચવા, ભણવા વિગેરેનું કામ હોય તેણે કાંતો સ્ત્રીના સંબંધમાં અતિ ભોગનો ત્યાગ કરવો અને કાંતો માનસિક મેહેનતનો ત્યાગ કરવો નહિં તો તેનું પરિણામ મોત સિવાય બીજું કશું આવતું નથી.

લગ્ન થયા પછી રોગિષ્ટ બાળકો ઉત્પન્ન થવાનાં કારણોમાં હજુ આપણે એક બીજા ભયંકર કારણનો ઉમેરો કરી શકશું જુવાન માણસોનો મોટો ભાગ લંપટપણાને લીધે અથવા પૂરતી રીતે પવિત્ર જીંદગી નહીં ગુજારી શકવાને લીધે ગરમીના ચેપી રોગના ભોગ થઈ પડે છે. ગરમી પ્રથમ પુરૂષ કે સ્ત્રીને છુપી ઈંદ્રી પર દેખાવ આપે છે, અને તેનો આકાર પ્રથમ એક નાનાં ચાંદાં જેવો હોય છે.

---

સ્ત્રીસંગ વખતે પસીનો વળવો એ પણ કમતાકાતની નીશાની છે. આતંકનિગ્રહના સેવનથી એ કમતાકાત જલદી નાશ પામે છે.

તેની અસર શરીરમાં ધીમે ધીમે પ્રસરે છે. અને પછી તેમાંથી હારબંધ ત્રાસજનક પરીણામો ઉત્પન્ન થાય છે. એવું કોઈ પણ દરદ નથી કે જેની ખાને-ખરાબીની સરખામણી આ દર્દની ખાનેખરાબી સાથે થઈ શકે, તે રોગ પોતાની ઝેરી અસરથી આખા શરીરને બગાડી નાંખે છે. મજબુત અને તંદુરસ્ત બાંધાના માણસને પણ બેહાલ બનાવી રંગરૂપ વગરનો કરી મુકે છે ગરમીનું દરદ આંખને પણ અસર કરેછે, અને છેવટે તે માણસને અંધાપો આવેછે આ દુષ્ટ રોગનાં ભયંકર પરિણામો કાબેલ ડાકટરને પણ કાયર કાયર કરી નાંખે છે. ગરમી છુપા ભાગ ઉપર તેમજ શરીરના બહારના ભાગ ઉપર અસર કરે છે. એટલુંજ નહીં. પણ તે ફેફસું, તલ્લી અને એવા બીજા શરીરના દરેક અવયવ ઉ-પર પણ અસર કરે છે આ દરદ, દર્દી પર જરા પણ દયા બતાવતું નથી પણ એક વાર લાગુ પ-ડયું તો તેને પાયમાલ કરી મુકે છે. ગરમીના ચેપી

---

હસ્તક્રિયાથી ઉપજેલાં દરેક ભયંકર દરદોનો નાશ કરવામાં આલંકનિગ્રહ ગોળી ન પુછો એવી અસર કરે છે.

રોગની અસરવાળા ઘણા જુવાન પુરૂષો પોતે એ દરદમાંથી મુકત થયા છે એમ સમજીને અથવા મુક્ત ન થયાં છતાં બેદરકારીથી જુવાન અને નિર્દોષ કન્યા સાથે લગ્નમાં જોડાય છે, અને તેથી તેના ચેપી રોગની અસર તે સ્ત્રીને પણ થાય છે. પુરૂષના હોઠ પર નજીવી ગરમીની અસર હોય ત્યારે પણ જો તે પોતાની સ્ત્રીને 'કીસ' લે તો તેથી પણ તે સ્ત્રીના હોઠ પર ગરમી લાગુ પડે છે અને એજ પ્રમાણે વીર્ય માર્ગે પણ સ્ત્રીને ગરમી લાગુ પડે છે. ગર્ભ-સ્થાનમાં રહેલાં બાળકને પીતા તર્ફથી વારસામાં મળેલી ગરમીની અસર સ્ત્રીના ઉપર થાય છે પણ તે વાતથી અજાણ્યા પુરૂષો પોતાનાં નિરપરાધ પત્ની પર પાતિવ્રતના ભંગનો આરોપ મુકે છે. ગર્ભથી મળેલી ગરમીથી બાળક મુવેલુ અવતરે છે. અથવા જીવે છે તો તે દરદીજ રહે છે. અને તે પછી દરેક હમેલ વખતે સ્ત્રીને અધુરે જાય છે. આવા વખતમાં સ્ત્રી અને પુરૂષ એ બંન્નેએ સારા ડાક્ટરની દવા કરવી. તંદુરસ્ત સ્ત્રીને અધુરે જવામાં તો પાન તર-

---

આતંકનિગ્રહ કુદરતના નિયમથી ઉલટી રીતે જતાં વીર્યને અટકાવે છે.

ફથી હર કોઇ રીતે મળેલી ગરમીજ કારણ છે. સ્ત્રીના શરીરમાંથી ગરમીની અસર દુર થઈ ન હોય ત્યાં સુધી તે સ્ત્રી ગમે એટલી વાર હમલેદાર થાય તો પણ તે દરેક વખતે કોઈ વાર બાળક ગર્ભમાંજ (પેટમાંજ) મરી જાય છે, અને કોઇ વખત જન્મીને તે મરી જાયછે અને કોઇ વખત તંદુરસ્ત સ્થિતિમાં અવતરે છે, છતાં થોડા દહાડા પછી તે ગળાતું જાય છે અને સેવટે મરણ પામે છે. ઘણી વખત અધુરે જવાથી તે સ્ત્રીનું પણ મરણ નીપજે છે. ગરમીનો ચેપી રોગ સ્ત્રીને પોતાના પતિ તરફથીજ સીધી રીતે મળે છે એમ પણ નથી. પરંતુ ગર્ભ માર્ગે પણ મળે છે. પુરૂષના શરીરમાં ગરમીનો ચેપી રોગ એવી રીતે ભરાઇ બેસે છે. કે તે સ્ત્રીને સંગોગને વખતે લાગુ પડતો નથી પણ જયારે મહીના રહે છે ત્યારે તે ગર્ભ મારફતે તેને લાગુ પડે છે. ગરમીના દરદવાળી માતા જો ગરમીની અસર ગર્ભમાં રહેલાં બાળકને આપી શકે તો તે બાળક પોતાના પિતાના તરફથી મળેલી ગરમીની

---

અસર પોતાની માતાને પણ આપી શકે, એ બીના વગર તકરારે સાબેત થઇ શકે છે. ધવાડનારીની ગરમીની અસર છોકરાંને અને છોકરાંની ગરમીની અસર ધવાડનારીને પણ લાગુ પડેછે. ખાવાનાં વાસણો, પહેરવાનાં લુંગડાં, છત્રી, લાકડી, હોકા, પેનસીલ, કલમ, કાગળ, અને ચમચા વગેરે પણ તે દરદવાળા દરદીના ઉપયોગમાં આવ્યા હોય તો તેથી પણ તે દરદ બીજાને લાગુ પડે છે.

જુવાનીની ગેરવર્તણુકનું ફળ દરદ અને મોત સીવાય બીજું કાંઈ નથી. એ જુવાન, બદફેલીમાં પડેલાં માણસોએ નકી માનવું. ગરમાથી પુરૂષનો બહારનો દેખાવ ખરાબ થઇ જાય છે. નાક ખવાઈ જાયછે, હોઠ બગડી જાયછે, આંખોના દરદો થાયછે, સંધીવા થાયછે અને જેમ જેમ તે દરદ ઘર કરતું જાયછે તેમ તેમ તે હાંડકાંમાં અસર કરતું જાયછે. અને છેવટે તે દરદી દુઃખી દુઃખી થઈ મરણ પામેછે. પતિ ગરમીના દરદથી તદન મુકત થયો ન હોય ત્યાં

---

આંખની દવા કરવામાં વખણાએલા ડાકટરો તથા વૈદ્યોને પણ છેવટ નેત્રાનંદમંદારનો ઉપયોગ લેવા મજબૂત ભલામણ કરવામાં આવેછે.

સુધી તેની સ્ત્રીએ કોઇ પણ બાળકને જન્મ ન આ-પવો એ વધારે શિખામણ ભરેલું છે. કારણ કે તેવી સ્થિતિમાં બાળકને ઉત્પન્ન કરવું એ એક ઇશ્વરી ગુનાહ છે. ગરમીના રોગવાળાં માબાપોથી ઉત્પન્ન થતાં છોકરાં ગર્ભમાં મોતથી બચી પણ જાય છે અથવા તો તે રોગની કંઈ પણ નિશાની વગર જન્મ પણ લેછે પરંતુ એથી સંતોષ પામવા જેવું નથી માબાપ તરફથી વારસા રૂપી મળેલી ગરમીની અસર જે સ્પષ્ટ જાણવામાં ન આવે તે વધારે મુનાબતભરેલુ છે ગરમીવાળા માબાપોનાં છોકરાં-ઓમાં કદાચ ગરમીના અસર ન હોય તોપણ તેઓ વારસામાં નબળાઇ લઈનેજ અવતરે છે વળી તેઓ નાજુક ખરાબ દેખાવનાં, માંદાં, કરમાઈ ગયેલાં. ધ્રજતાં, ઠીંગણાં અને ઘરડાં માણસ જેવાં દેખાય છે. આવાં છોકરાંઓ મોતને સાથે લઇનેજ ફરે છે. તેઓ મોટાં થવાને વાસ્તે જન્મ લેતાં નથી અને જીવે છે ત્યાં સુધી અવયવોના અધુરા અને અશક્તપણાને લીધે જીવવાને વાસ્તે નાલાયકજ

---

નેનાનંદ ચક્ષર જેવા ચમત્કારીક દવાની કિંમત ઘણીજ સસ્તી હોવાથી માણુસને ઘણું નવાઇ જેવુ લાગેછે.

દેખાય છે. વારસામાં મળેલી ગરમીની અસરવાળા બાળકો માંદા પડે છે ત્યારે બીજાં સાધારણ બાળકો મંદવાડમાં દુઃખ ભોગવે તેનાં કરતાં વધારે અને લાંબો વખત સુધી દુઃખ ભોગવે છે, અને તેવાં બાળકો કંઠમાળ, જુદી જુદી જાતોની ગાંઠોની અસર, તાવ, આંચકી, ખસી, વગેરે દરદોને સાથે લઇનેજ અવતરે છે. જુવાન સ્ત્રીઓમાં ગર્ભસ્થાનની નબળાઇ અને દુર બેસવામાં અનિયમિતપણું વગેરે દરદો વારસામાં મળેલી ગરમીનું પરિણામ છે એમ સાબીત થઇ ચુકયું છે.

મનુષ્યને દુઃખ સ્થિતિમાં લાવનારાં અનેક કારણોમાં એક અતિશય ધ્યાન આપવા જોગ કારણપર હું વાંચનારનું ખાસ ધ્યાન ખેંચુછું. પશુવૃત્તિની માફક કરેલાં સ્ત્રીસંગથી વખતો વખત ઉત્પન્ન થતાં છોકરાં કેવળ તેનાં માબાપનેજ નહિ પણ દુનિઆને પણ કંગાલ સ્થિતિમાં લાવનાર સાધન થઇ પડેછે. એક સ્ત્રી દરેક વર્ષે અથવા બબે વર્ષે એક અથવા બે બાળકને જન્મ આપી શકે અને તેથી તે પોતાના

---

તેનાનંદઅંદારથી ઘણા આંધળા જેવા દેખતા થયા છે.

જીવિત સુધીમાં ઓછામાં ઓછાં વીશથી ત્રીશ છોક-રાંની મા થઇ શકે. પણ પુરૂષ તો તેટલા વખતમાં એક સો કરતાં પણ વધારે છોકરાનો પિતા થઇ શકે. અસંખ્ય છોકરાના માબાપ થવું એ ખરી નીતિથી તદ્દન ઉલટું છે. પ્રજાનો અતિશય વધારો એ ગરી-બાઈ વેહેલી આવવાનો પેહલો પાયો છે. અનુભવથી એમ સાબીત થયું છે કે દુનીઆમાં માણસોને ખોરાકી પોશાકીના સાધનો પૂરાં પડી શકે તે કરતાં માણુસની વસ્તી વધારે થતી માલમ પડે છે. અને તેથી એમ સાબીત થાયછે કે વસ્તીનો વધારો એ દુ:ખનો વધારો છે. કુટુંબમાં માણસની હદવાળી સંખ્યા એ મોટા પુન્યની નીશાની છે. અને બાળ-બચ્ચાંથી ભરપૂર ઘરમાં છોકરાંઓની વધતી જતી ઉત્પત્તિ એ મોટામાં મોટી પાપની નીશાની છે મો-કસ કમાણીવાળા બે કુટુંબોમાં એક કુટુંબમાં ઘણા બાળબચ્ચાં હોય અને બીજા કુટુંબમાં માત્ર તેથી અરધાં હોય તો થોડાં છોકરાંવાળાં માબાપોને પૈસા સંબંધી કેટલી સારી સગવડ થશે? એ કમમાં કમ

---

અક્કલવાળા માણસથી પણ સેહેલાઇથી સમજી શકાય એમ છે. જોકે ઘણા પેદા થયલાં છોકરાંમાંથી ઘણાંજ થોડાં મોટી ઉમર થતાં સુધી જીવે છે. કારણ કે કેટલાંએક નબળાઈને લીધે, કેટલાંએક અયોગ્ય અને અપૂર્ણ પોષણને લીધે, કેટલાંએક ઘરની વધી ગયલી વસ્તીથી ફેલાએલા ચેપી રોગોને લીધે અને કેટલાંએક તેમના વાલી તરફથી અપૂર્ણ સંભાલને લીધે જીવી શકતાં નથી તોપણ જે મનુષ્ય પોતે ઉત્પન્ન કરેલાં છોકરાંને કપડાં પેહેરાવવાનાં, ગુજરાન ચલાવવાનાં અને કેલવણી આપવાના સાધનમાં અશક્ત હોય તો છોકરાં ઉત્પન્ન કરવાં એ એક મોટો ગુન્હા કર્યા બરોબર છે જો સરકાર તરફથી છોકરાંની સંખ્યાના પ્રમાણમાં માબાપ ઉપર કર નાખવામાં આવે તો અશક્ત માબાપો વધારે છોકરાં ઉત્પન્ન કરતાં અટકે ખરાં. છોકરાં ઓછાં ઉત્પન્ન કરવાના મતમાં મળતાં આવનારા મનુષ્યો કદાચ પોતાના વિચારો એવી રીતે જાહેર કરે કે જો કોઈ મનુષ્ય પોતાનાં ભવિષ્યનાં છોકરાનું ભરણપોષણ કરવાને પોતે પૂરતી રીતે લાયકછે એમ તેને ખાત્રી

---

થાય નહિ ત્યાંસુધી તેણે બિલકુલ પરણવુંજ નહિ જોઇએ. પણ હું આ વિચારથી તદન ઉલટો છું. કારણ કે લગ્નનો હેતુ કાંઇ માત્ર છોકરાં ઉત્પન્ન કરવાનોજ નથી પણ તેથી એકબીજાને ઘણી રીતે મદદ કરવાનો છે. વળી ઉમરે પોહોંચ્યા પછી કુદરતી કાયદાના નિયમ પ્રમાણે સ્ત્રીસંગમાં અટકાયત પણ સ્ત્રી તથા પુરૂષ એ બંનેને નુકશાનકારક છે. અને તેથી સાબીત થાયછે કે કુંવારા રહેવું એ તદન કાયદાથી વિરૂદ્ધ છે. વળી કુંવારા કરતાં પરણેલા માણસોનું આયુષ્ય લાંબું થાયછે, એટલુંજ નહિ પણ પરણેલા કરતાં કુંવારા મનુષ્યની સંખ્યામાં ગુહ્ય ભાગોનાં દરદો વિશેષ જોવામાં આવે છે અને તેથી શારીરિક અને માનસિક એ બંને નીતિ જાળવવા માટે સ્ત્રી પુરૂષ વચ્ચેનાં લગ્ન અવશ્ય થવાંજ જોઈએ. કુદરતી નિયમજ આપણને એમ સિદ્ધ કરી આપેછે કે કોઈપણ સ્ત્રીએ પુરૂષવિના અને કોઇપણ પુરૂષે સ્ત્રીવિના રહેવું નહીંજ જોઈએ. મતલબકે દરેક સ્ત્રીને પોતાનો ધણી અને દરેક પુરૂષને પોતાની સ્ત્રી હોવીજ જોઇએ. ચાલતા રાજકીય કાયદામાં જો કોઇ

---

પણ ઉમરે પહોંચેલો પુરૂષ કે કોઈપણ ઉમરે પહોચેલી સ્ત્રી પરણ્યા વગરની સ્થિતિમાં રહે તો તે અમુક શિક્ષાને પાત્ર થાય; એવા નિયમનો ઉમેરો થાય તો કેવું સારૂં ? તેની સાથે એટલો પણ વધારો થવો જોઇએ કે અમુક વર્ષ પેહેલાં પરણનાર સ્ત્રી કે પુરૂષ અમુક શિક્ષાને પાત્ર થાય. અને જો તે છેક નાની ઉમરનાં હોય તો તેનાં માબાપો શિક્ષાને પાત્ર થાય જો મારા હાથમાં એ પ્રમાણે કાયદાની કલમ ઉમેરવાની સત્તા હોય તો કોઇપણ કામ કરવા પેહેલાં હું એ નિયમનોજ ઉમેરો કરૂં.

વાંઝીઆપણું સ્ત્રી અને પુરૂશ એ બંનેમાં હોય છે. પુરૂષ વાંઝીઆ થવાનાં અનેક કારણોમાં મુખ્ય કારણો વિષે કેટલુંક વિવેચન આ પુસ્તકની શરૂઆતમાં કરવામાં આવ્યું છે. હવે સ્ત્રીને વાંઝીઆપણું શા કારણથી પ્રાપ્ત થાય છે તે આ ઠેકાણે વિસ્તાર સહિત કહીશું. સ્ત્રી વાંઝણી ઘણે પ્રકારે કહેવાય છે જેને છોકરાં થઇને મરી જતાં હોય તે પણ વાંઝણી, જેને એકજ છોકરૂં થયું હોય તે

---

"આયુષ્ય વર્દ્ધક" તેલથી પાતળાં માણસો જાડાં થાય છે અને જાડાં માણસો પાતળાં થાય છે. એ વાત તદન સાચી છે.

પણ વાંઝણી. પણ ખરી રીતે તપાસતાં જેને એક વખત ગર્ભ રહ્યો ન હોય તે ખરી વાંઝણી કહેવાય છે. સાધારણ રીતે સ્ત્રી ઉમરે આવ્યા પછી એટલે તેના પેહેલા દૂર બેસવાના વખત પછી વધારેમાં વધારે ત્રણ ચાર વર્ષની અંદર ગર્ભ ધારણ કરે છે. સ્ત્રી બીજ બરોબર થયું નહોય, સ્ત્રી બીજ તેમજ પુરૂષ બીજને સાચવી શકે તેમ ગર્ભાશયનું અંતપિંડ શુદ્ધ ન હોય, કમલમુખ જોઈએ તેવું ખુલું થયું ન હોય, કમળમુખ તથા ગર્ભાશય યોગ્ય સ્થલે ન હોય, કમળ મુખમાં અડચણ કર્તા કોઇ પણ ચીકણો પદાર્થ હોય, જંતુઓનો નાશ કરે એવો ગર્ભાશયમાંથી અથવા યોની માર્ગમાંથી સ્રાવ થતો હોય, વીર્ય જતું અપકવ હોય, તથા સ્ત્રીઓનું અનિયમિત દૂર બેસવું હોય તો તે એક એક, બેબે અથવા સઘળાં કારણો ગર્ભ રહેવામાં અટકાયતરૂપ થાય છે. પુરૂષ બીજને ગર્ભાશય સુધી પહોંચતાં રસ્તામાં ઘણાં વિઘ્નો આવે છે તેથી દર વારે ગર્ભ રહેતો નથી. અપૂર્ણ અવયવ રચના અથવા ક્રિયા

---

"આયુષ્ય વર્ધક" તેલ માથાપર લગાડવાથી આંખનું તેજ વધેછે, વાળ લીસા અને કાળા થાય છે.

ત્સવયવના અપૂર્ણ કૃત્ય ઉપર મુખ્યત્વેકરીને વાંઝી-આપણાંનો આધાર રહેલો છે. અપૂર્ણ અવયવ રચનાની બાતમાં સ્ત્રીને છેટે બેસવું થતું નથી અને તેના સ્તનાદિક ભાગ ખોલતા નથી. આવા કેસોમાં કામેચ્છા ઘણી થાય છે પણ તેનું ફળ પ્રાપ્ત થતું નથી આ ઠેકાણે કોઇ ઈલાજ પણ કામે આવતો નથી. ઋતુ રૂંધાએલ હોય અથવા ઘણું થોડું હોય અથવા તો ઘણુંજ અને વારંવાર દેખાતું હોય તો ઉત્પયવયવ કૃત્ય અપૂર્ણ રહેછે અને તેથી ગર્ભ રહેતો નથી. જે સ્ત્રી નિયમિત દૂર બેસતી નથી તે સ્ત્રી ગર્ભ ધારણ કરે એ તો એક અપવાદના નિયમમાંજ આવી શકે. નિયમિત ઋતુ આવવું એ ગર્ભધારણમાં પહેલું કારણ છે. વખતો વખતના અને અનિયમિત પુરૂષ સમાગમથી ગર્ભાશયની સ્થિતિનું નબળાપણું પ્રાપ્ત થાય છે અને ગર્ભ રહેતો નથી. ઘણું કરીને ગણીકાઓ વાંઝણી રહેછે તેમાં એજ કારણનો સમાવેશ થાય છે. ગર્ભાશયની સ્થિતિનું નબળાપણું દૂર કરવા સારૂં ખુલી હવા, સાદો અને પચી શકે

---

"આયુષ્ય વર્ધક" તેલ હાથે તથા પગે રાત્રે લગાડવાથી દિવસનો થાક ઉતરી જાય છે.

એવો પોષ્ટિક ખોરાક, ગરમ ફ્લેનલના લુગડાં અને મુખ્યત્વે કરી મિતાહારપણું એ ચોકસ ઈલાજો છે. આ ઉપાયોની સાથે હમેશ પેટ સાફ આવે તેવું ઔષધ ચાલુ રાખવું. જેને માટે અમો અમારી આતંક નિગ્રહ ઔષધાલયમાં બનતી વિરેચન ગોળી નીજ ભલામણ કરશુ કારણ કે તે ગોળીઓ પેટ સાફ લાવવાનો એક અકસીર અને જરા પણ હરકત ન કરે એવો ઈલાજ છે અને તેની સાથે શરીરને જોઇતી શકિત મળવા સારૂ આતંક નિગ્રહનો ઉપયોગ એક આશિરવાદ તરીકે ગણાય છે. વાંઝીઆપણાના ઘણા કેસોમાં જ્યાં તનદુરસ્તી નબળી પડતી જતી હોય અને પાચન શકિત જોઈએ તેવી ન હોય ત્યાં ઉપર બતાવેલાં બે ઔષધો ઘણું પરાક્રમ કરે છે. ગર્ભાશય અથવા યોનીમાર્ગમાંથી નિકળતો સ્ત્રાવ ગર્ભને અટકાવે છે તેનું કારણ એ કે તે ખાટો સ્ત્રાવ વીર્યજંતુને મારી નાખે છે માટે તેવા સ્ત્રાવમાં તે ભાગ બાવળ કે બોરડીની છાલના ઉકાળાથી પુરૂષ સંબંધ પેહેલાં ધોવાથી ગર્ભ રહવામાં અટકાએત

---

આવતી નથી. પણ પુરૂષ સમાગમ પછી તરતજ કે પાંચ દશ મીનીટ પછી જો તે ભાગને તે પ્રમાણે અતીશય ધોવામાં આવેતો વીર્યજંતુ જે અતી નાજુક હોય છે તે મરી જાય છે અને ગર્ભ રહેતો નથી. વીર્યાશયમાં જ્યારે વધારેમાં વધારે ૨૬ છવીસ કલાક સુધી વીર્ય રહે છે ત્યારે તેમાં એક જાતના જંતુ ઉત્પન્ન થાય છે અને એ જંતુથી ગર્ભ રહેછે આ ઉપરથી એમ સાબિત થાય છે કે વખતો વખત રતિવિલાસથી વીર્યાશયમાં જંતુ ઉત્પન્ન થતા નથી અને ગર્ભ રહેતો નથી. ગર્ભ રહેતો નથી એટલુંજ નહિ પણ આગળ લખી ગયા પ્રમાણે વીર્યનો એક ભાગ લોહીના ચાલીસ ભાગની બરાબર છે; અને તેથી વખતો વખત જતું વીર્ય તેથી ચાળીસગણું લોહી શરીરમાંથી કમતી કરે છે. આ પ્રમાણે વળી વીર્ય પોતાની પકવસ્થિતિએ પહોચ્યું ન હોય ત્યારે પણ યોગ્ય અથવા અયોગ્ય રીતે તેને રસ્તો આપવાથી ઉમરે પહોંચ્યા પછી વખતો વખત રતિવિલાસથી જે દુઃખ થાય છે તેના કરતાં પણ વિશેષ થાય છે વખતો વખત

---

રતિવિલાસથી સ્ત્રી વંધ્યા રહે છે, અને પુરૂષ ક્ષયી થાય છે અને જલદી પોતાનું આયુષ્ય પુરૂ કરેછે સારા અને સાદા ખોરાકપર રહેનાર એક માણસનું એક વર્ષમાં વધારેમાં વધારે ૫૦ પચાસ આંઉસ વીર્ય નિકળી શકે.

કેવી સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી એ જોકે આગળ જણાવવામાં આવ્યું છે તો પણ વૈદ્યક શાસ્ત્રના અતિ ગહનપણાને લીધે એમ તો કોઇ રીતે ચોકસ કહી શકાતું નથી કે અમુક પ્રકારની રોગવાલી કે અમુક સ્થિતિની સ્ત્રી ગર્ભ ધારણ કરી શકે નહિ. માત્ર કેટલાક એવા ચોકસ રોગો છે કે જેથી ગર્ભ રહી શકતો નથી. પુરૂષ અથવા સ્ત્રી બન્ને પરિપૂર્ણ તનદુરસ્ત છતાં જો તેઓ વાંઝીઆં હોય તો તેઓના ઉત્પત્તિઅવયવોમાં ખામી એજ તેમાં કારણ છે એમ માની શકાય છે. કેટલીક સ્ત્રીઓમાં ગર્ભાશય બીલકુલ હોતુંજ નથી તેમ કેટલીક સ્ત્રીઓમાં તે બહુ નાના રૂપમાં હોય છે જેમ ગર્ભાશય હોતું નથી તેમ ગર્ભઅંડપણ કેટલીક સ્ત્રીઓને હોતા નથી. વળી કેટલીક સ્ત્રીઓને યોનિમાર્ગ હોતો નથી તેમ કેટલીકને હોય છે તો તે અતિશય ટુંકો હોય છે. જે

---

"આયુષ્ય વર્ધક" સુગંધમાં ઉચા પ્રકારનું છે.

સ્ત્રીને ગર્ભઅંડ હોતા નથી તેને ગર્ભાશય પણ હોતું નથી તેમજ તેને યોનીમાર્ગ કે સ્તનનો પણ અભાવ હોય છે આવી સ્ત્રી પુખ્ત ઉમરે પહોચ્યા છતાં પણ તેનો બાંધો નબળો રહે છે, તે ઠીંગણી રહે છે તથા તે શિવાય બીજાં પુરૂષપણાનાં પણ કેટલાંક ચિન્હ હોય છે. આવી સ્ત્રીઓ ઘણી થોડીજ હોય છે અને તે કમનશીબ પુરૂષનેજ મળે છે. યોની માર્ગ બીલકુલ ન હોય અથવા ટુંકો હોય તો દર માસે દુર બેસતી વખતે તે સ્ત્રીને ઘણી પીડા થાયછે કારણકે ઋતુને બહાર આવવાનો રસ્તો મળતો નથી. આ પ્રમાણે વખતો વખત થવાથી ઋતુ ત્યાં જામી જાય છે અને તે ગાંઠનો આકાર ધારણ કરેછે. કેટલાક શસ્ત્રોપચારથી યોનિમાર્ગ ટુંકો હોય તો મોટો કરવામાં આવે છે અને ન હોય તો પણ કરવામાં આવેછે પણ તે જોઇએ તેવો થતો નથી. એટલે ટુંકો થાય છે પણ તેથી ગર્ભ રહેવામાં કાંઇ અડચણ આવતી નથી. યોનીમાર્ગના અભાવથી જેમ ગર્ભ રહેતો નથી તેમ તે ભાગના સંકોચથી

---

પણ ગર્ભ રહેતો નથી આ સંકોચ કેટલીક સ્ત્રીઓને જન્મથીજ હોય છે તેમ કેટલીક સ્ત્રીઓને પાછળથી પણ થાય છે. જન્મથી રહેલો સંકોચ ગર્ભ ન રહેવામાં એક મુખ્ય કારણ છે. પાછળથી સંકોચ થવામાં ઝેરી તાવ, પ્રદર તથા ગરમી વિગેરે દરદો કારણ ભૂત છે. એ દરદોથી તે ભાગ સડે છે અને પાછળથી સડેલો ભાગ જ્યારે રૂઝાય છે ત્યારે તેમાં સંકોચ થાય છે સંબંધ વખતે થતી અડચણ અને પુખ્ત ઉમરે પહોચ્યાં છતાં ઋતુનું નહિ દેખાવું અને તેની અટકાયતને લીધે દુઃખાવો તથા ગાંઠ યોનિમાર્ગના સંકોચને સુચવે છે આવા સંકોચને લીધે વીર્ય જન્તુ ગર્ભાશયમાં દાખલ થઇ શકતા નથી અને તેથી ગર્ભ રહેતો નથી. માટે જેમ કમળ મુખ મોહોટું તેમ વીર્યજન્તુ વધારે સહેલાઇથી દાખલ થઈ ગર્ભરૂપ પકડે છે. યોનીમાર્ગનો સંકોચ શસ્ત્રથી મોટો થઈ શકેછે અને તેવા કામને માટે સારા ડાક્ટરની મદદની જરૂર છે. જે સ્ત્રીને છોકરાં થયા હોય તે સ્ત્રીના જેટલુંજ વાંઝણી સ્ત્રીનું ગર્ભાશય શસ્ત્રા-

---

પચારથી પહોળું કરવામાં આવે તો તે પછીથી ગર્ભ ધારણ કરી શકે છે અને તેને ઋતુ પણ વધારે સાફ આવે છે. જે સ્ત્રીને ઋતુ ઘણું આવતું હોય અને લોહીના જામેલા લોચા પડતા હોય તેનું તે પ્રમાણે કમળમુખ મોટું કરવાથી તે દોષ દૂર થાય છે.

કેટલીક વખતે ગર્ભાશયનો ભાગ કેટલીક વખતે કમળનો ભાગ અને કેટલીક વખતે તે બંન્નેના ભાગ વળેલા હોય છે માટે કયો ભાગ વળેલો છે તે ખાસ ધ્યાનમાં રાખી જે ભાગ વળેલો તે ભાગને સીધો કરવો. ગર્ભાશયે ગમે તે રીતે પોતાનું સ્થળ મૂકી દીધું હોય તો ગર્ભ રહેવામાં કાંઈ અડચણ આવતી નથી, પણ જો તેની અગ્રવક્રતા થઈ હોય તો ગર્ભ બિલકુલ રહેતો નથી. અને તે વક્રતા કુદરતીજ હોય તો વાંઝીઆપણા શિવાય એમાં બીજી કોઈ પણ જાતની હરકત આવતી નથી. પણ તે વક્રતા જો ઘણી હોય તો પેહેલી વખતનું રૂતુ ઘણું મોડું અને દુઃખભરેલું આવે છે. આવા વખતમાં ઉપાયો યોજવામાં ઘણું ડહાપણ અને સંભાળ વાપરવાની

---

ક્ષય જેવા ભયંકર દરદને પણ કાસાંતક દવા ભય પમાડે છે.

જરૂર છે. કારણ કે જો તેને વિશેષ શ્રમ આપવામાં આવે તો તેથી તીક્ષ્ણ વરમ થઇ આવી ઘણું દુઃખ-દાયક પરીણામ નીપજે છે. જો કમળમુખનો અને ગર્ભાશયનો ઉપલો ભાગ બંને અગ્રવક્ર હોય તો તેમાં પેહેલાં કમળમુખનો સુધારો કરવાની જરૂર છે. વળી કેટલીક વખતે આખું ગર્ભાશય ફરી ગયેલું માલમ પડે છે. આખું ગર્ભાશય ફરી જવામાં ગર્ભાશયના બંધનોનું ઢીલું થઈ જવું, કદ અને વજનમાં વધારો થવો, તેનાં પડોનું નબળું થવું તથા લોહીનો જમાવ થવો એ કારણો છે. ગર્ભનો બોજો વધી જવાથી, ગર્ભાશયમાં મસા હોવાથી તથા એવાં બીજાં ઘણાં કારણોથી તે ઉલટપુલટ થઈ જાય છે. પેશાબને દબાવી રાખવાથી તેનો બોજો મૂત્રાશયમાં વધે છે. અને તે મૂત્રાશયનું ગર્ભાશયપર દબાણ થવાથી તે પાછળ ઢળી પડે છે. આ પ્રમાણે ગર્ભાશયનું પાછળ ઢળી પડવું જે સ્ત્રીને છોકરાં થતાં હોય તેનેજ થાય છે. જે પહેલેથીજ વાંઝણી હોય તેને તો તે પ્રમાણે કવચિતજ થાય છે. તંગ પોશાક

---

પેહેરવો, તાણીને પાટો બાંધવો તથા કમ્મરને પાતળી દેખાડવા તેપર દબાણ રાખવું એ ગર્ભાશયને પાછળ ઢળી પડવામાં સહાયભૂત થાય છે. જ્યારે ગર્ભાશય પાછલા ભાગમાં ઢળી જાય છે, ત્યારે સ્ત્રીને કમ્મર, વાંસો તથા પગમાં દુખાવો રહે છે, પેડુમાં પણ દુખે છે, દસ્તની કબજીઅત થાય છે, અને રજો દર્શનમાં પણ ફેર પડે છે. આવે પ્રસંગે સ્ત્રીને ગર્ભ રહેતો નથી અને રહે છે તો તે અધુરે પડી જાય છે. ગર્ભાશય પાછળ પડી ગયું હોય ત્યારે કોઇ પણ જાતની દવા પેહરવી કે ખાવી નિશ્ફળ નીવડે છે. માત્ર તેને પાછું પોતાને ઠેકાણે લાવવું એજ સર્વોત્તમ ઇલાજ છે. અને તેટલા માટે તેવે પ્રસંગે સારા ડાકટરની મદદ લેવી જોઇએ. ગર્ભાશય યોગ્ય સ્થળે આવ્યા પછી પાછું તે પોતાનું સ્થાન મૂકી ન દીએ તેને માટે બહુ સંભાળ રાખવા જેવું છે. જેમ ગર્ભાશય પાછળ ઢળી જાય છે તેમ આગળ પણ ઢળી આવે છે. અને પાછળ ઢળવાનાં જે કારણો છે તેજ આગળ ઢળવાનાં કારણો પણ છે. ગર્ભાશય

---

દરેક મનુષ્યે હંમેશાં સુરમો આંખમાં નાખવો જોઈએ એમ અમોજ નહિ પણ વૈદકશાસ્ત્ર પણ ભલામણ કરે છે,

આગળ ઢળેલું હોય ત્યારે પેશાબ મુશ્કેલીથી અથવા ટપકી ટપકીને ઉતરે છે.

કેટલીક વખતે ઘણી સ્ત્રીઓ પુરૂષ સમાગમને સહન કરી શકતી નથી. આ એક જાતનો રોગ છે, અને તે સ્ત્રીને વાંઝણી રાખવાનું એક કારણ છે. સ્ત્રીઓનું ગુહ્યદ્વાર કુદરતથી અગર તેમાં પડેલ ક્ષતના રૂઝાવાથી જ્યારે સંકુચિત થાયછે, ત્યારેજ તે પુરૂષનો સમાગમ સહન કરી શકતી નથી એમ નથી પણ તે માર્ગ બહું ટુંકો હોય અગર મુખ ઘણું સાંકડું હોય તો પણ તે પ્રમાણે થવા સંભવ છે. વાતપ્રકોપથી પણ જેમ સ્ત્રી પુરૂષ સમાગન સહન કરી શકતી નથી તેમ તે તે ઠેકાણે આંગળીના સ્પર્શને પણ સહન કરી શકતી નથી. ચાલવા હાલવામાં કપડાંનો સ્પર્શ પણ તેને અસહ્ય દુઃખ ઉત્પન્ન કરે છે. આવાં પ્રસંગમાં પુરૂષના જરા જેટલાં પણ પ્રયત્નથી સ્ત્રીને ધ્રુજ છુટે છે અને વખતે આંચકી કે હિસ્ટીરીયા જેવો દેખાવ પણ થઇ આવે છે. આવા દરદોનાં જે યોગ્ય

---

કારણ જણાય તેના તરત ઉપાય કામે લગાડવા જોઈએ. જુદી જુદી જાતના વેહેમ, શરમ અને એવાં દરદોપર બેદરકારપણું તે વ્યાધીના મૂળ ઉંડાં નાખવામાં કારણ થાય છે. જો તે ભાગમાં કોઇ પણ જાતનો ક્ષત હોય તો તે ક્ષત સુધારવાના ઉપાયો કરવા, તેના મુખ આડું પટલ હોય તો તેને તે કામમાં અનુભવીથી કપાવવો અને તે માર્ગનો સંકોચ હોય તો તેને મોટાં કરવાનાં યંત્રો તેમાં દાખલ કરવાં.

વાંઝીયાપણાનાં ઘણાં કારણોમાં ગર્ભ અંડના વ્યાધીઓનો ઉમેરો થાય છે. કારણ કે સ્ત્રી બીજનું ઉત્પત્તિસ્થાન ગર્ભ અંડ છે તે બીજ અને પુરૂષ બીજના સાથે મળવાથીજ ગર્ભ રહે છે. પણ ગર્ભઅંડના વ્યાધિને લીધે સ્ત્રીબીજ ઉત્પન્ન થતું નથી અને તેથી તે વાંઝીયાપણામાં એક કારણ છે. જેમ ગર્ભાશય પોતાનુ સ્થાન છોડી જાય છે, તેમ ગર્ભઅંડપણ પોતાનું સ્થાન છોડી જાય છે. ગર્ભઅંડ જ્યારે પોતાનું સ્થાન છોડેછે ત્યારે તેમાં કેટલેક કાળે લોહીનો જમાવ થઇ તેમાં દીર્ઘ વરમ

---

હંમેશા સુરમો આંખમાં આંજવાથી આંખ તેજવાલી અને ચોખી રહે છે.

થઇ આવે છે. આવે વખતે ઝાડે જતાં તથા પુરૂષ સમાગમ વખતે સ્ત્રીને દુઃખ થાય છે. તે સ્થળ ઉપર હાથે દાબતાં દુખાવો થાય છે. અને જો ત્યાં વધારે દબાણુ કરવામાં આવે તો ઉલટી તથા ચકરી આવે છે. ગર્ભઅંડ અને ગર્ભાશય બંન્ને પોતાના સ્થળ મૂકી ગએલ હોય તો પ્રથમ ગર્ભાશયને ઠેકાણે લાવવાના ઉપાયો કામે લગાડવા જોઇએ. જે સ્ત્રીને હિસ્ટિરીઆનું દરદ હોય તથા જેની માનસિક શકિત બહુ તેજ હોય તેને ગર્ભઅંડનો વરમ થવા સંભવ છે. અત્યંત પુરૂષ સમાગમ પણ એ વરમ થવામાં કારણભૂત થાય છે. ગર્ભઅંડના દીર્ઘ વરમમાં પેડુંમાં અને સાથળમાં ચસકા, જરા વારમાં નરમ અને જરા વારમાં વધારે દુઃખાવો, ૠતુંના સમયમાં વધારે દુઃખાવો, ૠતુનું એકદમ આવવું, ૠતુનું કમી આવવું તથા એકદમ બંધ થઇ જવું, પેટનું ચડવું, સ્તનમાં દુઃખાવો, હિસ્ટીરિયા જેવાં ચિન્હો, તથા અજીર્ણ વિગેરે ચિન્હો માલમ પડેછે. આવાં ચિન્હ જણાય ત્યારે પુરૂષ સમાગમ નિયમિત તથા લાંબે અંતરે થવો જોઇએ. પોષ્ટિક અને હલકો

---

ખોરાક આપવો જોઈએ, નીતિના વિચારો ઉત્પન્ન થાય તેવાં પ્રયત્ન કામે લગાડવાં જોઈએ. ગરમ પાણીનો બાટલીથી કે ફ્લાનલથી શેક, પોટીસ, બ્લીસ્ટર, રાઈના પ્લાસ્ટર, ગરમ પાણીની પીચકારી વગેરે ઉપચારો બહુ ફતેહમંદ ઉતરે છે. પેટ સાફ લાવવાને માટે ઘણી કાળજી રાખવી જોઈએ. જેઓને દારૂ જેવા પદાર્થો લેવાની ટેવ હોય તેમણે તેનો એ-કદમ ત્યાગ કરવો જોઈએ.

ગર્ભાશયમાં અનેક પ્રકારની ગાંઠો થાય છે. એ ગાંઠો ગર્ભાશયના પડમાં પેદા થઇ તે વખતે અંદર તેમજ બહારના ભાગમાં વૃદ્ધિ પામે છે. અંદરના ભા-ગમાં વૃદ્ધિ પામે તો તેની સાથે ગર્ભાશય પણ વૃદ્ધિ પામે છે. અને બહારના ભાગમાં વૃદ્ધિ પામેલ હોય તો તેના દબાણથી ગર્ભાશય નાહનું થાય છે અને સુકાઇ જાય છે. એ ગાંઠો સોપારીથી નારીએર જેવડી હોય છે. રસોળી, અર્શ, અર્શનામસા તથા બીજી ગાંઠો

---

ગર્ભાશયના કોઇપણ ભાગમાં થાય છે. અર્શ કેટલીક વખતે લટકતા પણ દેખાય છે અને તેનો રંગ ધોળો અને વખતે રતાશ મારતો અને લોહીથી ભરપુર હોય છે. તેને કાપવાથી તેમાંથી અતિશય લોહિ નીકળે છે. આવી ગાંઠો સ્ત્રીને વાંઝણી રાખવાનાં કારણોમાંનું એક કારણ છે. આવી ગાંઠો મોટી ઉમરે થતાં સ્ત્રીઓને થાય છે. વખતે કસુવાવડ એવા અર્શનું કારણ થાય છે અને તે અર્શ કસુવાવડનું કારણ થાય છે. ચેતતંતુની ગાંઠ સ્ત્રીઓની મોટી ઉમરે અને તેમાં વિશેષ કરીને વિશેષ કાળી ચામડીવાળી સ્ત્રીઓને થાય છે. અને તેથી તે સ્ત્રીએ પ્રથમ બચ્ચાંઓ આપ્યાં હોય પણ પાછળથી આપતી બંધ થાય છે.

ઉપર જણાવેલ ગાંઠોને લીધે ગર્ભાશય આળો થઈ જાય છે, અને તેને લીધે પ્રદર તથા રૂતુનું વધારે દેખાવું થાય છે. અર્શના કારણથી થએલી

---

વાંઝણી તે અર્શ કાપી નાખવાથી ફરીથી ગર્ભ ધારણ કરે છે પણ શ્વેતતંતુની ગાંઠ મટવી મુશ્કેલ છે. આવી સ્ત્રીઓએ પુરૂષ સંબંધ એકદમ બંધ કરવો જોઇએ, કારણ કે તેથી ગર્ભ રહેતો નથી, પીડા થાય છે, અને ગર્ભ રહે તો તે અધુરે પડી જાય છે.

આ દરદમાં જોકે ઘણા ઉપચારો કરવામાં આવે છે, તોપણ તે ગાંઠોને કાપી કાઢવા જેવો બીજો કોઈ પણ સારો ઉપાય નથી, પણ એ ગાંઠો કાપવાથી વખતે જીંદગી પણ જોખમમાં આવી પડે છે

કુદરતથી તેમ પાછળથી પણ કેટલાંક કારણોને લીધે કમળ મુખ બંધ થાય છે. અને તે પણ સ્ત્રીને વાંઝણી રાખવામાં એક કારણ છે. જો પાછળથી તે દ્વાર બંધ થયેલું હોય તો તેમાં સફેદ સ્ત્રાવ ભરેલો જણાશે તથા તેનું મુખ સૂજેલું જણાશે, કળ મુખમાં ખીલને લીધે પણ તે સંકુચિત થઇ જાય

---

કોઇ પણ જાતના ઝેરી અથવા સાદા જખમને રૂઝાવવા વ્રણમર્દન મલમ વાપરવામાં ભૂલ કરવી, કે વિલંબ કરવો એ એક મોટી ભૂલ છે.

છે. કુદરતથીજ હોય ત્યારે શસ્ત્રોપચારની જરૂર પડે છે.

ઘણું કરીને જે સ્ત્રી પેહેલેથીજ વાંઝણી હોય અથવા પાછળથી વાંઝણી થયલી હોય અથવા જેને રૂતુ નહિં આવતું હોય તે સ્ત્રીઓ બાલી જાય છે એટલે તે શરીરે જાડી થાય છે, તથા તેનો કટિ પશ્ચાત્ ભાગ પણ ઘણો વધી જાય છે. જે સ્ત્રી બાલી જાય છે તે ઘણું કરીને વાંઝણીજ રહે છે. જે સ્ત્રીને અત્યંત રૂતુ દેખાતું હોય તે સ્ત્રીને જોકે ગર્ભ રહેતો ન હોય તો પણ તે બાલી જતી નથી. રૂતુનું ઓછું દેખાવું, બેઠાડુ સ્થિતિ, દિવસે સૂવાની ટેવ, તથા ગર્ભઅંડની શિથિલતા એ બાલી જવાનાં મુખ્ય કારણો છે. સૂતાવડ તેમજ કસુવાવાડમાં યોગ્ય ક્રિયા ન થવાને લીધે રૂતુ ઓછું આવે છે. અને તેથી પણ સ્ત્રી બાલી જાય છે.

ખુલ્લી હવામાં ફરવું, શરીરને કસરત આપવી, દિવસે સુવાની ટેવનો ત્યાગ કરવો, સાદો, હલકો, તથા જેમાં ગળપણ ન હોય તેવો ખોરાક, રૂતુ

---

સાફ આવે તેવી દવાઓ, હમેશાં પેટ સાફ આવે તેવી યોજના, થોડા થોડા દિવસને આંતરે જુલાબ, ઓછો ખોરાક, કમ્મર અને પેડું ઉપર પાણીનો શેક, કપિંગ વિગેરે ઉપાયો સ્ત્રીના બાલી જવાને કમી કરે છે. આ ઉપાયો જો સ્ત્રીને થોડું થોડું રતુ દેખાતું હોય તોજ કામે લાગે છે. રતુ વધારે લાવવાને માટે એળીઓ વિશેષ કામ કરે છે. એળીઆની સાથે હિંગ પણ તેટલોજ ફાયદો આપે છે. લોઢાની કોઇ પણ બનાવટ પણ આવે પ્રસંગે ઉપયોગી થઇ પડે છે. મધ અને પાણી સાથે મેળવી પાવાથી પણ સ્ત્રીની ચરબી ઘટી જાય છે.

ગર્ભાશયના ખસી જવાથી, કમળમુખપર દબાણ થવાથી, વગર સમજ્યાં આષધો પેહેરવાથી, બહુ સુરતસુખ લેવાથી, તથા પ્રસવ સમયે કમળ મુખ ઉપર બચ્ચાંનું દબાણ થવાથી, નબળા બાંધાની ફિક્કા ચેહેરાવાળી, મંદાગ્નિવાળી, વાયુના રોગવાળી તથા જેની માટી પાકણી હોય તેવી સ્ત્રીને કમળ

---

મુખમાં લોહી જામી જઇ પાછળથી તેમાં ક્ષત પડે છે. આ ક્ષત સ્ત્રીને વાંઝણી રાખવાનાં કારણોમાંનું એક કારણ છે. કમળ મુખ પોહોળું, સૂજેલું, લાલચોળ, પોચું તથા સ્પર્શથી દુ:ખ થાય એવું તથા ધોળા પાણીથી ભરપૂર દેખાય ત્યારે તે ભાગમાં ક્ષત પડેલ છે એમ સમજવું. પ્રદર એ કમળ મુખનાં ક્ષતની મુખ્ય નિશાની છે. પ્રદર એટલે ગુહ્ય ભાગમાંથી શ્વેત પદાર્થનું નીકળવું. આ શ્વેત પદાર્થ વીર્ય જંતુનો નાશ કરે છે. અને તેથી સ્ત્રી વાંઝણી રહે છે. આ દરદમાં સુદર્શન ચૂર્ણ, લોહીની કોઇ પણ બનાવટ, ખુલ્લી હવા, સાદો અને અગ્નિને પ્રદીપ્ત કરે તેવો ખોરાક તથા ઔષધો, પેટ સાફ આવે એવી યોજના, અલ્પ પુરૂષ સમાગમ, ગ્રાહી દવાઓની પીચકારી, ગરમ પાણીની પિચકારી, અતિશય સફાઈ તથા આતંકનિગ્રહ ગોળીઓ ઘણો સારો ફાયદો કરે છે.

---

પાંચ રૂપીઆના કોઇ પણ જાતમાં ઔષધો ખરીદી મુકતા પુસ્તક ભેટ લેવામાં ઢીલ કરવાથી એ પાછળથી નિવારણ ન થઇ શકે એવા પસ્તાવામાં આવી પડવું પડે છે.

પ્રસવ સમયે ગર્ભાશયને અડચણ આવવાથી લોહીનો જમાવ થવાને લીધે ઓરને પડતાં ઢીલ થવાથી, ઓરનો કાંઇક ભાગ અંદર રહી જવાથી દુર બેસવાના વખતમાં સરદી લાગવાથી, અત્યંત પુરૂષ સમાગમથી, ગર્ભપાતની કોશીશોથી, ગરમીથી તથા પ્રમેહથી, ગર્ભાશયના અંતર પડનો દીર્ઘ વરમ થાય છે. એ દીર્ઘ વરમ પણ સ્ત્રીને વાંઝણી રાખવાનાં કારણો માનું એક કારણ છે. ગર્ભાશયના અંતર પડના દીર્ઘવરમમાં સફેદ, પાતલો, ચોખ્ખો, અને આછો સ્રાવ થયા કરે છે, રૂતુ ઘણું, લાંબો વખત દેખાય એવું અને પીડાવાલું આવે છે. સ્ત્રીને તેના ગુહ્યદ્વારમાં ચળ આવે છે. ગર્ભ રહેવાથી જેમ સ્ત્રીના શરીરમાં અનેક ફેરફારો થાય છે, તેમ આ દીર્ઘ વરમમાં

---

ગર્ભાશયમાં લોહીનો જમાવ થવાથી ગર્ભની માફકજ ચિન્હો થાય છે. માથાનાં વાળ ખરી પડવા, ચેહેરાપર ખીલ ઉપડવા, મૂર્છા આવવી, પેટમાં ગુલ્મ ઉપડતો હોય એમ જણાવું, સંધિવાએ ઝલાઇ જતું તથા હિસ્ટરીયા થઈ આવવો વિગેરે ચિન્હો થાય છે. ઘણા વર્ષ સુધી એ દરદ ચાલુ રહેવાથી રૂતુ કમી અને પીડાવાળું આવે છે અને પાછળથી તે રોગ કષ્ટ સાધ્ય થાય છે.

આ દરદમાં જે ભાગમાં દરદ થયું હોય તે ભાગમાંથી લોહી કઢાવવું, ગરમ પાણીની પીચકારી લગાડવી, પુરૂષ સમાગમ તદન બંધ કરાવવો, જીવિત જાળવનારા નિયમો પર યોગ્ય ધ્યાન આપવું, ખોરાક સાદો તથા પુષ્ટિકારક લેવો, જેને દારૂ પીવાની ટેવ હોય તેણે તરત બંધ કરવી તથા જઠરાગ્નિ પ્રદીપ્ત થાય એવા ઉપાયો કામે લગાડવા આવે પ્રસંગે ઘર-

---

મુકતા વિગેરે પુસ્તકો ઔષધોની સાથે ભેટ મળે છે. યાદ રાખવું કે તે પુસ્તકો છુટક લેવા જતાં તેની જાહેર કરેલા કિંમતથી જરા પણ કમતી કિંમતે મળી શકશે નહિં.

ગતુ ઉપાયો કરવા કરતાં સારા ડાકટર કે વૈદ્યની સ-
લાહ લેવી. જે ભાગમાં દુખાવો થતો હોય ત્યાં રા-
ઇનાં પ્લાસ્ટર લગાડવાં, વાતહર તૈલ ચોપડવું, બ્લિ-
સ્ટર મારવું, ગરમ પાણીનો શેક કરવો તથા લોહુ
અને એળીઆની બનાવટની દવાઓ આપવી.

પ્રમેહના દરદવાળા પતિના સમાગમથી, અત્યંત
સમાગમથી, ગર્ભાશયપર લગાડવાની દવાઓનો સ્પર્શ
થવાથી, ઝેરી તાવથી તથા મલિનતાથી પણ ગુહ્ય-
દ્વારમાં વરમ થાય છે, અને તેથી ચળ, બળતરા,
પેશાબનું વારંવાર થવું, ઝીણો ઝીણો તાવ, હરવા
ફરવામાં કમતાકાત, શ્વેત તથા પીળો સ્રાવ તથા
જાંગમાં દુખાવો થાય છે. આ કારણોમાંથી જો તે
વરમનું પ્રમેહજ કારણ હોય તોજ તે ગર્ભ રહેવામાં
અટકાયતરૂપ થાય છે. આ દરદમાં કમરબૂડ ગરમ
પાણીમાં બેસવું, ખસખસના ડોડવા નાખી કરેલ ગરમ
પાણીની પીચકારી મારવી તથા પેશાબ સાફ આવે

---

બીજાં ભંડારો કરતાં પુસ્તકો રૂપ ભાષાનો
ભંડાર ઘણોજ કિંમતી ગણાય છે. મુકતા
વિગેરે ગુજરાતી ભાષામાં પેહેલે નંબરે મુકાતાં
પુસ્તકોનો ભાગ્યશાળી પુરૂષોજ લાભ લઇ
શકશે.

અને બળતરા કમી થાય એવી દવાનો ઉપયોગ કરવો જોઈએ.

ફળવાહીની નળીની આસપાસ પેટના પડદાના વરમમાંથી નિકળતો રસ જામી જાય છે અને તે નળી સંકોચ પામે છે અથવા તે નળીના મોઢા આગળ મસા હોવાથી પણ તે ભાગ બંધ થઈ જાય છે. આ દરદમાં ગર્ભાશયની આજુબાજુ દુઃખે છે અને ત્યાં કોઈપણ પ્રકારનો વરમ હોય એમ જણાય છે. આ પણ સ્ત્રીને વાંઝણી રાખવાનાં કારણોમાંનું એક કારણ છે. આ દરદમાં ગરમ પાણીનો સેક પોટીસ તથા તેવા વરમના કોઈ પણ ઉપાયો કામે લાગે છે. સ્ત્રી અથવા પુરૂષનો પ્રમેહ પણ એ નળીનો સંકોચ કરેછે. પ્રમેહની અસરથી પેટના પડદાના ગુહ્યદ્વારના અથવા ગર્ભશયના વરમની અસર ફળવાહીની નળી સુધી પહોંચે છે અને તે ભાગ સંકોચાઇ જાય છે.

ગરમીનું દરદ ગર્ભ રહેવામાં કોઇ પણ પ્રકારે અટકાયત કરનાર નથી તોપણ તેથી સ્ત્રીબીજ

---

પાંડવ કૌરવ, રામ રાવણ, વિગેરે પુસ્તકોનો સંગ્રહ રાખનાર પુરૂષને ભાગ્યશાળી શા માટે નહિં કહેવો જોઇએ ?

બગડી જાય છે. અથવાતો તેનો નાશજ કરે છે. ગરમીની અસર ગર્ભ રહ્યા પછી ગર્ભને બગાડી નાંખે છે અને તેથી ઘણી વખત બાળકનું અધુરે જન્મવું વિગેરે બનાવો બને છે. ગરમી સ્ત્રી અથવા બાળકને કેવી રીતે લાગુ પડે છે તે આ ચોપડીમાં આગળ લખવામાં આવ્યું છે તેથી આ ઠેકાણે તેના વિશેષ વિવેચનની જરૂર નથી. આ ઠેકાણે જરા ઇસારો કરવાનું કારણ માત્ર એટલુંજ કે સ્ત્રીને વાંઝણી રાખવાના અનેક કારણોમાં ગરમીનું દરદ એ પણ એક કારણ છે એમ કેટલેક અંશે લઇ શકાય.

સ્ત્રીઓને રૂતુનું બહુજ મોડું આવવું, બીલકુલ નહી આવવું, દેખાયા પછી તરત બંધ થઈ જવું, ઘણા દિવસ સુધી દેખાયા કરવું. પીડા થઈને આવવું, દર માસે નિયમિત આવતાં છતાં લોહીનું ઓછું પડવું વિગેરે કારણો પણ સ્ત્રીને વાંઝણી રાખે છે. સ્ત્રીઓને સ્ત્રીઅંડ ન હોય તેથી અથવા તે વૃદ્ધિને પામ્યા ન હોય તેથી પણ ઋતુ આવતું

નથી. આ બાબતના પુરાવામાં એટલુંજ બસ છે કે જો સ્ત્રીઓમાંથી સ્ત્રીઅંડ કાઢી લેવામાં આવે તો ઋતુ બંધ થઇ જાય છે. સ્ત્રીઅંડની કોઇ પણ પ્રકારની ખામીને લીધે તે સ્ત્રીમાં કેટલાંક પુરૂષનાં ચિન્હ માલમ પડે છે, જે વાતનો ઇસારો આગળ કરવામાં આવ્યો છે. ગર્ભઅંડ અથવા ગર્ભાશયના અભાવમાં કોઈ પણ ઉપાય કામ આવતો નથી. ગુહ્યદ્વાર સંકોચને પામ્યું હોય અથવા દૃઢ બંધ હોય અથવા ગર્ભાશય આડો પડદો હોય તો ઋતુ ઉત્પન્ન થાય છે ખરૂં પણ તે બહાર આવતું અટકે છે અને તેથી ત્યાં લોહી એકઠું થઈ ગાંઠ જેવું થઈ જાય છે. વળી કેટલીક સ્ત્રીઓને ઋતુ ન આવવાના તથા ઋતુને બંધ કરનારાં કોઈ પણ કારણ જણાતાં ન હોય તો પણ ઋતુ આવતું નથી પણ દર મહિને કેમ જાણે આવતું હોય એમ જણાય છે પણ તે

---

દેખાતું નથી. આવી સ્ત્રીને પેટ સાફ આવતું નથી, માથામાં પીડા રહે છે, શુળ નિકળે છે. તેનો ચેહેરો ફીકો થઈ જાય છે, હાંફણુ થઇ આવે છે તથા બીજા પણુ ઘણા વાત વ્યાધીઓ થાય છે. આવી સ્ત્રીઓને સાધારણુ વખતો વખત જુલાબ આપવા, કમ્મર બુડ ગરમ પાણીમાં બેસાડવી, ગરમ પાણીની પીચકારી મારવી તથા જળો લગાડવી વિગેરે ઉપાયો કામે લગાડવા પણુ સ્ત્રી જો તદન નબળી હોય તો તેને જુલાબ નહી આપતાં જે દવાઓમાં લોહ આવતું હોય તેવી દવાઓ આપવી. ગર્ભાશયના ભાગ ઉપર, પેડુ ઉપર, પછવાડે તથા કમ્મર ઉપર વખતો વખ- વિજળી લગાડવી એ અતિશય વખણાએલો ઇલાજ છે. ગરમ પાણીમાં બેસાડતી વખતે તેમાં થોડો રાઇનો ભુકો નાખવો એ પણુ નિર્વિઘ્ન ઇલાજ છે. વળી કેટલીક વખતે સ્ત્રીને દર માસે ઋતુ દેખાવને બદલે સફેદ પ્રવાહી પદાર્થ પડે છે અને લોહી શિવાય

---

સઘળાં ઋતુ આવવાનાં ચિન્હ જણાય છે. આવે પ્રસંગે લોહની બનાવટ અને સારો પચે એવો પૌષ્ટિક ખોરાક બહુ ઉપયોગી થાય છે. વળી કેટલીક સ્ત્રીઓને રીતસર ઋતુ દેખાયા પછી પણ શરદીથી, થંડે પાણીએ નહાવાથી) ત્રાસથી, મનના અતિશય દુઃખથી, તાવ આવવાથી અથવા એવાં બીજાં કારણોથી પણ ઋતુ દેખાતું એકદમ બંધ પડી જાય છે. આમ થવાથી વખતે તાવ આવે છે, માથું દુખે છે, તરસ લાગે છે, પેડુ વિગેરે સ્થળોમાં શૂળ નિકળે છે, દસ્ત કબજ રહે છે અને વખતે આંચકી પણ ઉપડી આવે છે. વળી એમ પણ બને છે કે ઋતુ એકદમ આવી એકદમ બંધ પડે છે અને વળી તરતજ થોડી મુદતમાં પાછું દેખાય છે અને તેમ થોડું થોડું દેખાઈ વળી બંધ પડે છે. આ પ્રમાણે

---

થાય ત્યારે એમ અનુમાન થાય છે કે ગર્ભાશયમાં કોઇ પણ પ્રકારની ખાસ અડચણ છે. વળી કેટલીક વખતે વેહેલું દેખાય છે તેમ મોડું પણ દેખાય. બેચાર માસ ચડી જાય છે ત્રણ દિવસ બરોબર ન દેખાવાને બદલે એકજ દિવસ અથવા બે દિવસ દેખાય છે. અથવા એકજ વખત દેખાયા છતાં સ્ત્રીને ત્રણ દિવસ સુધી દુર બેસી રહેવું પડે છે અને લોહી જેટલું પડવું જોઇએ તેટલું પડતું નથી. વળી કેટલીક વખતે સ્ત્રીને રૂતુ નિયમિત તથા જોઈએ તેટલું પડતું હોય તોપણ તે પડતી વખતે સ્ત્રીને ઘણી પીડા થાય છે. આ દરદ ઘણુ કરી બચાં વગરની સ્ત્રીને વિશેષ થાય છે અને તે ગર્ભાશય અથવા

---

ગર્ભઅંડમાં કોઈ પણ જાતની ખામીને લીધેજ થાય છે. આ પ્રમાણે ઉપર બતાવેલી રૂતુની કોઇ પણ પ્રકારની ખામી સ્ત્રીને વાંઝણી રાખવામાં કારણભૂત થાય છે અને એ રૂતુની ખામીઓ સુધારવામાં ઉપાયો પણ ઘણું કરી એકસરખાજ લાગુ પાડી શકાય છે જે ઉપર ઘણે ઠેકાણે કહેવાઈ ગએલ છે. માત્ર રૂતુતું ઘણું દેખાતું હોય તેમાંજ ગરમ પાણીને બદલે સ્ત્રીને પેડુ ઉપર તથા ગુહ્યદ્વારમાં થંડા પાણીના પોતાં મુકવાં અથવા બરફ મુકવો. ગ્રાહી દવાંઓની પીચકારી મારવી વિગેરે લોહી બંધ કરવાના અંદરના તથા બહારના ઉપાયો કામે લગાડવા જોઇએ.

જેમ ઉપર બતાવેલા સ્ત્રીના રોગ સ્ત્રીને વાંઝણી રાખવાનાં કારણ છે તેમ આ પુસ્તકની શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે જે કમકમાટ ભરેલાં કારણથી પુરૂષ પુરૂષપણામાંથી નિકળી જાય છે તેપણ સ્ત્રીને વાંઝણી રાખવાનું એક મુખ્ય કારણ છે. જેમ મુખ્ય અવયવની ખામીને લીધે પુરૂષ પુરૂષપણામાંથી નિકળી જાય છે તેમ બીજાપણ તે સ્થળોનાં દરદો તથા

---

માનસિક વ્યાધિઓને લીધે પણ પુરૂષ પુરૂષપણાથી રહિત થઇ જાય છે.

જોકે આ નાની ચોપડીમાં સમાયલો વિષય વાંચનારને કોઇપણ રીતે કંટાળો ઉપજાવે એવો નથી તોપણ બહુ લંબાણના ભયથી એ વિષય એટલેથી બંધ કરતાં વાંચનારને મારી એટલીજ ભલામણ છે કે જ્યારે જ્યારે તેઓ આવાં નહીં સહન થાય એવાં દરદોમાં ફસાઈ ગયાં હોય ત્યારે ત્યારે તેઓએ, તે દરદોના ઇલાજ સારા ડાકટરના હાથથી શરૂ કરાવવા, પણ ઘરમેળે હાથે હાથે ભળતી દવાઓ વાપરી પોતાને વધુ ભયભરેલી હાલતમાં મુકવા નહીં. આ જમાનામાં દેશી વૈદું ધંધાધાપા વગરના માણસને માટે સહેલું અને સસ્તું થઇ પડયું છે. નામધારી વૈદો ઠામે ઠામ અને ગામેગામ જોવામાં આવે છે અને તેથી એક મશહુર કહેવત થઈ પડી છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, કનિષ્ટ ચાકરી, આખર ભીખ અને તે (પણ) ન આવડે તો વૈદું શીખ." અફસોસ ! વૈદ્ય વિદ્યાની કેવી પડતી દશા ? જે ઉમદા ધંધામાં

---

ઘણું જાણવાનું, ઘણું જોવાનું અને ઘણું સાંભળવાનું છે તે ધંધાને આવી છેક હલકી પંક્તિ પર લાવી મુકવામાં આવ્યો છે. સારા અનુભવી ડાકટરો પણ જીંદગી સુધી વૈદાંનો અભ્યાસ કર્યા કરે તો પણ પાર ન આવે એવી આ ઉત્તમ વિદ્યાને, વગર અભ્યાસે અને વગર કારણે, સંપુર્ણ થએલી સમજનારા ઘણા ડોળઘાલુ માણસો આ શ્રેષ્ટ વિદ્યાને ગોવા તેની પંક્તિ પરથી ઉતારી પાડે છે. જેઓને પુરૂં સંસ્કૃત તો શું પણ પુરૂં પાધરૂં ગુજરાતી પણ વાંચતાં આવડતું ન હોય તેઓ બીજો કોઇ પણ ધંધો હાથ ન લાગવાથી, કોઈની પાસે થોડું ઘણું લખાવી દવાઓ સંબંધી જાહેર ખબરો બહાર પાડે છે. જાહેર ખબર બહાર પાડનારા કોણ છે અને તેણે તે વિદ્યામાં કેટલી માહીતી મેળવી છે, આવો વિચાર થોડાજ માણસે કરે છે. મારા જોવામાં અને સાંભળવામાં આવ્યું છે કે કેરોસીન તેલની ફેરી ફરનારા હલકા વ્યાપારી-

---

ઓ, હલકા ગાંધીઓ, છુટક છુટક પરચુરણ દવા વેચનારાઓ અને બહુ થોડું જ્ઞાન ધરાવનારી સ્ત્રીઓ પણ મોટાં અને ખોટાં હેંડબીલો બહાર પાડી લોકોને ઠગે છે, આ ઉપર પ્રજાએ ઘણું ધ્યાન આપવાનું છે, અને તેવી જાહેર ખબરોમાં નહીં ફસાતાં ખરાં ખોટાંની પરીક્ષા કરી દવા કરાવવી જોઇએ. જોકે આ પ્રમાણે લખવાથી મારે ઘણાનો કોપ વહોરી લેવો પડશે; તોપણ જે ખરૂં છે તે જાહેરમાં લાવવું જોઇએ એ મારી ફરજ છે, એમ સમજી માત્ર એ સંબંધી લોકોને ચેતવણી આપી હું આ નાની પણ ઉપયોગી ચોપડીની સમાપ્તિ કરૂં છું.

---

સમાપ્ત.

---

લગભગ પંદર વર્ષ થયાં મેં હાથ ધરેલા ધંધામાં હસ્તક્રિયારૂપ બદીથી નિપજતાં અસંખ્ય ભયંકર દુઃખોના પરિણામ વિશે મને જે અનુભવ મળ્યો છે તે ઉપરથી હું કહેવાને શકિતમાન થાઉંછું કે સેંકડે, ૮૦ ટકા દરદી એ કુટેવના ફળ ભોગવે છે. કેટલાકોએ મને રૂબરૂમાં તેઓની હકીકત જાહેર કરી છે અને કેટલાકોએ પત્રદ્વારા જાહેર કરેલી છે. જેઓએ પત્રદ્વારાએ કુટેવથી પોતાની સ્થિતિ જાહેર કરેછે અને તેઓ જે સંતાપજનક દુઃખમાં આવી પડેછે તેનો ચિતાર કેટલાક મારાપર આવેલા પત્રોનો સાર જે હું નિચે લખનારાઓના નામ ઠામ વિના ટાંકુછું તે ઉપરથી સહજ આવી શકશે.

## કાગળ ૧ લો.

મારી ઉમર વર્ષ ૨૬ ની છે. હું પરણેલોછું. મને હાથરસની કુટેવ પંદરમા વર્ષથી લાગુ પડી હતી. પાંચ વર્ષ ચાલુ રહી હતી. હાલ હું કેવળ નપુંસક છઉં વીર્યસ્ત્રાવ રાત્રી દિવસ થયા કરેછે. મારી સ્ત્રીને દેખી મારૂં મન બળેછે. હું તદન પુરૂષપણાથી નિકલી

---

ગયોછું. યાદશકિત ગુમ થએલી છે. વધારે શું લખું. મારા જેવો દુઃખી દુનિયામાં બીજો નહિ હોય એમ મારૂં માનવું છે. મેહેરબાની કરી મારો કાંઇ ઉપાય કરશો મને જીવદાન આપ્યું સમજાશે. મેં તમારી કીર્તિ સાંભળીછે. તમારી ગોળીઓની તારીફ સાંભળી તથા વાંચીછે. જો મને એ દવા અથવા બીજી કોઇ પણ દવા લાગુ પડે એમ હોય તો મોકલશો. હું ખુશીથી તેની કિંમત તથા ખર્ચ વિગેરે આપીશ.

## કાગળ ૨ જો.

તમારા વૈદક જ્ઞાન સંબંધી હું ઉંચું મત ધરાવુંછું અને તેથી મારી સ્થિતિ જાહેર કરૂંછું કે આઠ વર્ષ પેહેલાં જ્યારે હું એક નિશાળીઓ હતો ત્યારે કેટલાક સોબતીઓથી મને . . . . ની કુટેવ લાગુ પડી હતી. હવે હું તદન સંસાર ભોગવવાને અશક્ત થયો છું. તદન શિથિલ થયો છું. હુ પશ્ચાત્તાપ કરૂંછું. મને તે પશ્ચાત્તાપનું ફળ કંઈ આવતું નથી. મારા હાથ પગ ધ્રુજે છે. ચેહેરો ફીકો પડી ગયોછે. હિંમતથી બોલી શકતો નથી. માણુસને કાંઇ યાદ

---

બજારમાં મળતી અફીણવાળી સાધારણ બાળા ગોળીઓ બાળકને અવસ્ય નુકસાન કર્ત્તા છે.

કેમ રહેતું હશે એ વિચાર મને વારંવાર આવ્યા કરે છે. આપને હું મારા માતા પિતા સમાન સમજુંછું. મારૂં દુઃખ ટાળો હું આપને હજારો આશિર્વાદ આપીશ. મારો એક મિત્ર તમારી ગોળીથી સારો થયો છે અને તેનીજ ભલામણથી હું આપની આતંક નિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરવા ધારૂંછું મારા કેસમાં જો એ ગોળીઓ ફાયદાકર્ત્તા આપને લાગે તો મને જરૂર જેટલી ગોળીઓ હાલ મોકલશો. હું જીવતા સુધી આપનો ઉપકાર ભુલનાર નથી.

## કાગળ ત્રીજો.

મારો એક મિત્ર અતિ દુઃખી દરદીછે આજ દશ બાર વર્ષ થયાં તે પોતાની હકીકત કોઇને જાહેર કરતો નથી. તે વારંવાર રડે છે. શું કરવું તેને કાંઈ સુજતું નથી. નાહિમ્મત થયો છે. શરીરે ઘણોજ લેવાઈ ગયોછે. શક્તિ બીલકુલ નથી. એક બાળક જેવો દેખાય છે- હજુ હવે પરણવાનું છે. તેના માબાપ તેને પરણવાનો આગ્રહ કરે છે અને તે ના પાડે છે. આપ લખો તો હું તેને આપની પાસે મોકલું. તે કહે છે કે હું પ્રથમ ખરો પુરૂષ હતો.

---

હાલ બાલકથી પણુ ખરાબછું. કારણ તેને......ની કુટેવ લાગુ પડી હતી. તેને અનાજ પચતું નથી. હાલવા ચાલવાની શક્તિ બીલકુલ નથી. તે અવયવ ઘણોજ ટુંકો પડી ગયો છે વિગેરે ન લખી શકાય તેવી સ્થિતિ થઇછે. આપનાં પુસ્તકો તથા ઔષધોની પ્રખ્યાતી જાણીને તે આપનો આશ્રય લેવા ચાહેછે માટે પ્રત્યુત્તર જલદી પાઠવશો.

## કાગળ ૪ થો.

અનેક પત્રદ્વારા તથા મિત્રોદ્વારા આપની સુ-કીર્તી સાભળી આ કાગળ લખવા હું હિમત ધરૂં છું, તમારી આતંકનિગ્રહ ગોળીઓથી એક મારા મિત્રને અતિશય ફાયદો થયો છે. મને તે ફાયદા-કર્તા નીવડશે એમ ધારૂં છું. અને તેથી મારી સ્થિતિ આપને લખી જણાવુંછું. કૃપા કરી કાગળ વાંચી ફા ડી નાખશો. મને જવાબ લખો તે પણ બીડેલ કાગળમાં લખશો તેને માટે ટીકીટ આ સાથે બીડું છું. કાર્ડ પર લખતા નહિં.

---

મને વારંવાર પેસાબ થાય છે. પેસાબની નીચે જાડો થર બાઝી રહેછે. પેસાબનો રંગ પીળો છે. ગરદન, પીઠ અને કમરમાં ન ખમાય તેવો દુ-ખાવો રહ્યા કરે છે. હું બીકણુ થયોછું. મારૂં મગજ ગુંચવાઈ ગયું છે. આપઘાત કરવાની મરજી થાય છે. મને સ્ત્રીસંગની બહુ ઈચ્છા થાય છે પણ પરિણામ નિષ્ફળ નિવડે છે. મને કોઇ પણ કામ તરફ કં-ટાળો આવે છે. શું કરવું સુજતું નથી આપ સમજી ગયા હશો. તો પણ લખું છું કે મને ખરાબ સો-બત થઈ હતી. હાથનો ઉપયોગ કર્યો છે અને તેથી એ બધું થયું છે. મરજી મુજબ મને ઔષધો વિગેરેનું બતાવશો અને આતંકનિગ્રહ ફાયદો કરે તેમ હોય તો તે રૂા. પાંચની વી. પી. મોકલશો.

## કાગળ પાચમો

હું એક થાકેલો દરદી છું. છેવટ આપનો આશ્રય લેવા ધારૂં છું. ઘણી જાહેર ખબરો, તાકાત આપનારી ગોલીઓની વાંચી તેનો ઉપયોગ કર્યો પણ

ફાવ્યાં. જેઓએ મને દવા આપી છે અને મેં તેના પૈસા ખરચ્યાછે તેથી એક ગરીબ સ્થિતિમાં આવી ગયો છું. હવે તો એક આપને શરણુ છું. જોઈએ તો તારો અને જોઇએ તો મારો. આપશિવાય મારો એકે ઉપાય નથી. યાદદાસ્ત બીલકુલ નથી. તરત થાકી જાઉંછું. આંખો ઉંડી ઉતરી ગઇ છે. મારૂં માથું ફરે છે. આંખે અંધારાં આવે છે. સ્વપ્નામાં ધાત થાય છે. મને સ્ત્રીસંગની બીલકુલ ઇચ્છા થતી નથી. મારી સ્ત્રી મને જોઇ અને મારી પાસે આવી નિસાસા મુકેછે, અને તેથી મને વધારે દુઃખ થાય છે, આ સઘળું મને મારા દોષથી થયું છે તેમાં કોને દોષ આપું. હું છેક બાળક સ્થિતિમાં હતો ત્યાર-થીજ મને પરાણે ધાતુ કાઢવાની ટેવ પડી છે તે છેક મારી વીસ વર્ષની ઉમર થઇ અને પરણ્યો ત્યાં સુધી ચાલુ રહી. હવે સાવધબ જેવો થઇ ગયો છું. મારી સ્ત્રી મારી આબરૂ ગુમાવશે એવી બીક લાગેછે. આની ખાનગી વાત આપને માબાપ સમજી લખું છું. કાગળ વાંચી ફાડી નાખશો અને મને

---

યોગ્ય ઉપાય તથા સલાહ આપશો. મારી સ્થિતી પર નજર રાખી મને દવાનું યોગ્ય ચાર્જ કરશો. વધારે શું લખું.

## કાગળ ૬ ઠો.

તમારા પર મને સંપૂર્ણ ભરોસો બેસવાથી આ કાગળ લખું છું. મેં..........કુટેવથી ઘણું ઘણું સહન કર્યુંછે. મને પ્રથમ ખબર ન પડી કે તેથી શું દુઃખ આવી પડશે. તે ટેવની શરૂઆતમાં તો મને બહુ આનંદ આવતો હતો પણ હવે તેનો પસ્તાવો કરૂં છું. હું એક વિદ્યાર્થી છું. મારી પરીક્ષા તરતમાં થવાની છે મને મારા રાજ્ય તરફથી સ્કોલરશિપ મળે છે. પણ મને મારા પાઠો બીલકુલ યાદ રહેતા નથી, મને સખત ઠપકો મળશે કારણ કે આ વર્ષ હું પાસ થવા ભાગ્યશાળી નિવડીશ નહિ. આ બધાનું કારણ હાલ ઘણું વાંચવામાં આવતું માસ્ટરબેશન હોય એમ મને લાગે છે. આપની ગોળીઓએ એ દરદ ઉપર ફતેહ મેળવી છે એમ

---

ઘણે ઠેકાણે સાંભળવાથી અને મિત્ર તરફથી ભલામણ થવાથી આપને તેજ દવા મોકલવા અરજ કરૂંછું માટે સત્વર રૂ. એની વિ. પી. થી મોકલશો.

## કાગળ ૯ મો.

મારી દુઃખી સ્થિતિનો વિચાર કરી તેવી મને યોગ્ય સલાહ આપશો. મારો સ્વર ઘણોજ ઘાટો થયો છે. મરદાઈ બીલકુલ નથી. એક તેર વર્ષના બાળક જેવી મારી સ્થિતિ થઇછે. હાલ મારી ઉમર પાંત્રીસ વર્ષની છે. ને પુરૂષપણું ગુમાવ્યું છે તે પાછું ફરી શી રીતે આવે. હું પાછો હતો તેવો બળવાન થઇશ. મારી વગર ઇચ્છાએ ધાત વહ્યા કરે છે. નબળાઇ ઘર કરી બેઠી છે. હાથ પગના સાંધામાં બેહદ દુખાવો રહ્યા કરે છે. કોઇ કામપર મન લાગતું નથી. સ્મરણ શક્તિ ગુમ થઇ ગઇ છે. મન બેચેન રહેછે. ઉંઘ આવતી નથી. જમણાં પડખાંમાં દુઃખ રહ્યા કરે છે. ઉભું રહેવાની શક્તિ બીલકુલ નથી.

---

ઉંઘમાંથી એકદમ આંચકો ખાઇ જાગી જાઉછું ભંયકર સ્વપ્નાં આવે છે. મોઢું ફીકું પડી ગયુંછે. મને યાદછે અને તે મારે છુપાવવું નહિ જોઇએ કે મને મારી જુવાન વયે સ્ત્રી નહિ મળવાથી કુટેવથી ધાતુ કાઢવાની ટેવ પડી હતી. અને તેથી મારી આ સ્થિતિ થઇછે એમ હું માનુંછું. આપની ગોળીઓ મને સારો ફાયદો આપશે એમ ધારી આ કાગળમાં હું રૂા. પાંચની નોટ મોકલુંછું. મારાપર દયા લાવી સારી દવા મોકલશો.

## કાગળ ૮ મો.

હું એક ખાનદાન કુટુંબનું ફરજંદ છું. મારી ઉમર વર્ષ ૨૫ ની છે. મારા માબાપ મને પરણાવી મરી ગયાંછે. હું અને એક મારી સ્ત્રીજ ઘરમાં છઇએ. કાંઇ છોકરૂં છૈયું થયું નથી. મને મારી મોટી મુર્ખાઈ યાદ આવેછે, હું એક મોટા કુછંદમાં પડ્યો હતો અને તેથી હું કેવળ તાકાદ ગુમાવી બેઠોછું. આપને હું મારા પિતાસમાન લેખુંછું. મારી

---

હકીકત તદન છાની રાખશો. હું એક બાર વર્ષનો બાળક હોઉં એમ મને લાગેછે. મારા સાંધા દુ:ખેછે. મેમરી ડલ થઈ ગઈછે. મને કુછંદ પાંચ વર્ષ સુધી રહયો હતો. મારા આ લખાણથી આપ કંટાળો લાવશો નહિ. મારામાં પુરૂષત્વ બીલકુલ નથી પણ તેવા ઘણા દરદીઓને આપે સારા કર્યાછે એમ મારા જાણવામાં આવ્યાથી મારી હકીકત આપને ટુંકામાં જાહેર કરીછે. મને યોગ્ય સલાહ અને દવા આપશો જેથી હું દુનીઆનું ખરૂં સુખ ભોગવી શકું.

આ પ્રમાણે એક નહિ, સેંકડો નહિ પણ હજારો કાગળો જે, કુટેવથી હજારો પાયમાલ થયેલા પુરૂષો તરફથી મળેલા છે તેમાંના કેટલાક ઉપર નમુના તરીકે આપવામાં આવ્યા છે. તેપરથી ખુલ્લું સમજાય છે કે જ્યારે આવાં પુસ્તકો તે ટેવમાં ફસી પડતા પુરૂષોને માટે સંખ્યાબંધ જાહેરમાં આવશે ત્યારેજ તે ટેવ નાબુદ થઇ મનુષ્યો ખરૂં શૌર્ય બળ પ્રાપ્ત કરવા સમર્થ થશે એમ મારૂં ખાતરીથી માનવું છે. ઇશ્વર એ કુટેવને નાબુદ કરો !

સમાપ્ત.

# ઉત્તમ ઐાષધો એજ મનુષ્યોનું જીવન છે.

## શરીરને બળવાન અને મજબુત કરનારી રોગી અને નીરોગી એ બન્નેને લેવા લાયક,

### તદન વનસ્પતિની સર્વોત્તમ પૌષ્ટિક, પુરૂષો તેમજ સ્ત્રીઓને એકસરખી ઉપયોગી દવા.

# આતંક નિગ્રહ.

પુષ્ટિના સઘળા ઉપાયોમાં આતંકનિગ્રહ જેવો કોઇપણ આબાદ ઈલાજ નથી. એ દવા લાંબુ, આયુષ્ય, આરોગ્ય, જુવાન અવસ્થા, કાન્તિ, સુંદરવર્ણું દેહ અને ઇંદ્રીઓના બળનો ઉદય અને વીર્યની વૃદ્ધિ તથા પુષ્ટિ કરે છે, નપુંસકપણાનો નાશ કરે છે.

સ્ત્રીઓના ગર્ભાશય સુધારી ગર્ભનું પોષણ કરે છે, અજીર્ણનો નાશ કરી અગ્નિને પ્રદીપ્ત કરે છે, દસ્ત સાફ લાવી શરીરને સ્વસ્થ કરે છે, સ્વપ્નમાં તથા પેસાબમાં ધાતુનું જવું, પ્રમેહ, પ્રદર, આંખની નબળાઇ, શરીરની નબળાઇ, ચકરી, કળતર, તથા પેશાબનું વારંવાર થવું, વગેરે દરદોનો જડમૂળથી નાશ કરે છે.

જે જે મુખ્ય ઔષધીઓ આ આતંકનિગ્રહ દવામાં આવે છે તેને માટે આપણા આયુર્વેદ અને આયુર્વેદ જાણનારા વૈદ્યો તથા ડાકટરો એટલી બધી પ્રશંસા કરે છે કે એ દવાઓજ મનુષ્યોનું જીવન છે.

એ દવાના અતિ ઉત્તમ ગુણોને લીધે તેનો ઉપયોગ કરી અનુભવ લેવા દરેક મનુષ્યને આગ્રહ કરવામાં આવે છે.

આ દવાની એકેક ગોળી સવાર સાંજ જમ્યા પછી પાણી અગર દુધની સાથ લેવી. કોઇ પણ જાતની ખાસ પરેજીની જરૂર નથી. કિંમત ગોલી ૩૨ ની ડબી એકનો રૂપીઓ એક.



# આંખનાં દરદોને માટે.

# નેત્રાનંદમંદાર.

**કિંમત તોલા ૦ાા ની સોગઠી નો રૂા. ૧ એક.**

આંખોનું ઉઠવું, ફુલું, મોતીઓ, ઝામર, પડળ, આંખનો ખટકો, આંખમાંથી પાણીનું ઝરવું, આંખની રતાશ અને ઝાંખ વગેરે દરદોને માટે આ દવાનાં વખાણ જેટલાં કરીએ તેટલાં થોડાં છે, એ દવા આંખના તેજમાં વધારો કરી ઘડપણમાં થતા અંધાપાની ધાસ્તીને દુર રાખે છે. જીવતરના આધારરૂપ આંખનું રક્ષણ કરવા ઇચ્છનાર દરેક સ્ત્રી અથવા પુરૂષે આ દવા વાપરવા ચુકવું નહિ. આંખની દવા કરવામાં વખણાએલા ડાક્ટરો અને વૈદ્યો પણ જો કદાચ પોતાની દવામાં નિષ્ફળ થાય તો તેઓને પણ આ અમારી આંખની દવા "નેત્રાનંદમંદાર"નો ઉપયોગ કરવા ભલામણ કરીએ છીએ. અને ખાત્રી છે કે તેમ કરવાથી તેઓ સંપૂર્ણ ફતેહ મેળવશે.

આ દવા ત્રાંબાના વાસણપર પાણી સાથે ઘસી

તેનું આછું પાણી દિવસમાં કોઇપણ વખતે એકજ વખત આંખમાં આંજી થોડો વખત નિદ્રા લેવી.

મુંબઇથી રા૦ રા૦ હોરમજી લીમજીભાઇ રૂસ્તમફરામના એ નેત્રાનંદમંદાર દવાને માટે લખી જણાવે છે કે "જત લખવા અરજ એ છે જે તમો ડાકટર સાહેબ હમો પર તમારૂં જગત્પ્રસિદ્ધ સમાચાર પત્ર મેહેરબાની કરી મોકલો છો, તે હમોને મળે છે. તેની અંદર લખેલી દવાઓ આટલી બધી ખરી પડશે એમ હમો જાણુતા હતા નહીંજી. હમો સર્વે એમજ જાણુતા હતા કે તે દવાઓ બધી ખોટી હશે. પણ હમો હવે ખોટા પડીઆ છીએ. એક બુઢો પારસી જેની ઉમર આશરે ૬૫ વરસની છે, અને જે હમારી પડોસમાંજ રહે છે, તેની આંખોથી ચશમાં શિવાય મુદ્દલ દેખાતું નહિ. પણ જ્યારે તે પારસીએ આપ સાહેબનું "નેત્રાનંદમંદાર" થોડા દિવસ સુધી લગાડ્યું ત્યારે તેની આંખો તદન સારી થઈ અને તેને ચશમાં વગર હવે ઘણું સારૂં દેખાએછેજી. અને તમો સારૂં ખોદા પાસે ઘણી દુવા ચાહેછેજી



## ખાસ બાળકોને માટેજ.

# બાળ મિત્ર.

**(કિંમત ગોળી ૩૦૦) ની ડબી ૧ નો રૂ. ૧ એક**

બાળમિત્ર દવા બાલકોને થતાં તમામ દ-રદો જેવાં કે તાવ, ઉધરસ, સસણી, ઝાડો, શરીરનું પીલું પડવું, ભરાઇ આવવું, પેટનું વધવું, અજીરણ વગેરે તમામ દરદોનો નાશ કરી બાલકને મજબુત બાંધાનું બનાવે છે. બાલકની ચાલાકી અને તેજમાં વધારો કરે છે અને લોહીમાં વધારો કરી બાલકની જીવનશકિત વધારે છે. બાળકનું રક્ષણ અને પોષણ કરવા માટે આ દવાની દરેક ઠેકાણેથી તારીફ લ-ખાઈ આવે છે અને એ દવાથી બાળકને ખોરાક પચે છે. પેટમાં જીવડાની પીડા થતી નથી અને થોડા દિવસ એ દવાનું સેવન રાખવાથી બાળક પૂરી તંદુરસ્તી ભોગવે છે.

જેટલા વર્ષનું બાળક હોય તેટલીજ ગોળી સવાર સાંજ મોટી હરડેને પાણીમાં ઘસી તેમાં તે ગોળી મેળવી બાળકને સવાર સાંજ આપવી.

બાળમિત્ર દવાને માટે માંગરોળથી રા. રા. રામચંદ્ર હરિરામ આચાર્યે લખે છે કે "શરીર સંબંધી અનેક દરદો ઉપર આપની અનુભવી દવા અજમાવવાથી ધારેલ ફાયદો મળી શકે છે; વિગેરે પ્રશંશા ચોપાનીઆ ન્યુસ વિગેરેમાં મારા વાંચવામાં ઘણી વખત આવેલ છે, અને હાલમાં આ સ્ટેટના દિવાન સાહેબના ચિરંજીવિ સારૂં આપની પાસેથી ૧ રૂ. ની ગોળીઓ મંગાવેલી (જેને વિષે આપે રૂ. ૫૦૦) ઈનામ દેવા સુધી ખાહેસ બતાવીછે એમ સાંભળ્યું છે.) તેનો ઉપયોગ કરવાથી સારો ફાયદો માલુમ પડયાની પ્રસંશા મેહેરબાન દીવાન સાહેબનાં મોહડાથી કાનોકાન સાંભળતાં ઘણી ખુશી ઉપજી તે પરથી આ લખી વિનંતિ કરૂંછું તેપર આપ લક્ષ દેશો એવી ઉમેદ છે."

---

## આયુષ્ય અને આરોગ્યવર્ધક તૈલ.

### કિંમત તોલા ૫ ની શીશી એકનો રૂ૦ ૧ એક.

આ તેલ શરીરે ચોળવાથી દુબળાં માણસો પુષ્ટ થાય છે અને ચરબીને લીધે જાડાં થઈ ગએલાં માણસો પાતલાં થાય છે. શરીરમાં કોઈ જાતની દુર્ગંધ આવતી નથી અને કોઈ ચેપીરોગ પ્રવેશ

કરવા પામતો નથી. શરીરપરનાં રૂવાડાં ઘણાં લીસાં અને ચળકતાં થાય છે. શરીરની કાંતિમાં પણ બેહદ વધારો થાય છે. મસ્તક પરના કેશ થોડા વખતની અંદર સારી રીતે સુકોમળતા પામી તેજસ્વી બની ઘણાજ વધે છે અને ખરી પડતા અટકે છે. વળી સૌથી વધારે કામ એ તેલ કરે છે તે એ કે ઘડપણ અથવા બીજા કોઇપણ કારણને લીધે સફેદ થઈ ગએલા માથાના વાળને કાળારંગના કરેછે, જેથી કલેપ કે એવી બીજી કોઇ દવાની જરૂર રહેતી નથી. આંખનું તેજ વધે છે અને મોઢાપર થએલા ખીલ પણ તેથી તદ્દન નાશ પામે છે. વળી એ તેલ લગાવવાથી નિર્બળ પુરૂષો ઉત્તમ પુરૂષત્વમાં આવે છે. તેનાં એક બે ટીપાં હમેશાં કાનમાં નાખવાથી તેમાં થએલા રોગો મટે છે, જે પાછા કોઈ વખત થવા પામતા નથી. તેમજ બેહેરાપણું કદી પ્રાપ્ત થતું નથી.

આ તેલ સુગંધમાં બીજાં સઘળાં ઉત્તમ તેલોની હરિફાઇ કરે છે.

રાત્રે સુતી વખતે હાથ પગપર એ તેલ ઘસવાથી દિવસની મેહેનતને લીધે લાગેલો થાક ઉતરી જાય છે. નવું કામ કરવાની શક્તિ આવે છે. આયુ-

બ્યમાં અવશ્ય વધારો થાય છે અને ઉંઘ સારી રીતે આવે છે.

આ આયુષ્યવર્ધક તેલને માટે કેવલકાથી રા. રા. છગનલાલ નરભેરામ વહીવટદાર લખે છે કે—"આપની દવાશાળામાંથી મેં આયુષ્ય અને આરોગ્ય વર્ધક તેલ મંગાવી ઉપયોગ કીધો. તથા મારા ઉપરી રેવન્યુ આસિસ્ટંટ દાદામીઆં સાહેબે પણ તેમાંથી અજમાસ જોતાં આપના ચોપાનીયામાં સદરહુ તેલ માટે લખેલી અસર બરાબર થતાં તોલા ૫ ની શીશી એક કેવલકા મુકામે દાદામીયાં અબદલામીયાં રેવન્યુ આ. ના હુદ્દાથી મોકલાવવા મેહેરબાની કરશો.

---

# કાસાંતક.

**કિંમત ગોળી ૫૦ ની ડબી ૧ નો રૂ. ૧ એક**

આ દવા કાસ એટલે ઉધરસની ખાસ શત્રુ છે. ક્ષય, દમ, શ્વાસ છાતીનાં દરદો અને જુની અથવા નવી ખાંસી વગેરે દરદોને જડમૂળથી કાઢવામાં આ દવા વાજબી વખાણ પામી છે.

કેવળ ક્ષયરોગ ઉપર આ દવા વાપરનારાઓએ

અમોને લખી જણાવવું એટલે તેની સાથે અમો તે દવાનું યોગ્ય અનુપાન લખી જણાવશું.

ક્ષય જેવા ભયંકર વ્યાધિનો એ દવા નાશ કરે છે ત્યારે ઉપર દરશાવેલાં દરદોનો નાશ કરે એમાં શી નવાઈ? આ દવાની ગોળી દાહાડામાં ૩ વખત સવાર બપોર અને સાંજ ટાઢા પાણી સાથે ગળી જવી અથવા ચાવી જવી.

કાસાંતક દવાને માટે,—

નાહીએરથી હિમતરામ મણીશંકર લખેછે કે કાસાંતકની ગોળી રૂા. ૩ ત્રણની પ્રથમ મારે સારૂ મોકલી હતી તેજ જાતની મેહેરબાની કરી વેલ્યુપેએબલ આમોદ પોસ્ટ ઓફીસમાં રૂા. ત્રણની તાકીદે મોકલશો. તમારી ગોળીથી મને ફાયદો જણાય છે. માટે વારંવાર મંગાવું છું તસ્દી માફ કરશો. આપની દવા પૈકી એક બીજો માણસ પણ દવા ખાયછે.

---

હમેશ સુરમો આંખમાં આંજવાથી આંખ તેજ-વાળી અને ઝીણી ઝીણી વસ્તુઓ જોવામાં પણ શક્તિમાન થાય છે. આંખમાં આવતી ચળ, બળતરા, પાણીનું ઝરવું, આંખની રતાશ, ઝાંખ, આંખનું ચોટી જવું, આંખમાં ચીપડા વળવા વગેરે દરદોનો નાશ થાય છે અને આંખો પવન તથા તડકાને સહન કરી શકે છે તથા તેમાં કોઇ પણ જાતનો રોગ ઉત્પન્ન થતો નથી. આંખમાં આંજ્યા પછી આંખમાં નવો પ્રકાશ આવ્યો હોય તેમ તરતજ સાબિત થાય છે, આંખનું તેજ વધે છે, થએલા રોગો નાશ પામે છે અને નવા થતા અટકે છે.

અમારી શાળામાં તૈયાર થતો સુરમો આંખમાં આંજવાથી આંખમાં થંડી થંડી વળી જાય છે. સુરમો બનાવવાની વૈદ્યક શાસ્ત્રમાં જે રીત કહેલી છે તેજ રીત પ્રમાણે અમારી દવાશાળામાં સુરમો તૈયાર કરવામાં આવે છે અને તેથી અમો કહેવાને હિમ્મત ધરીએ છીએ કે એવો ગુણકારી સુરમો બીજે કયાંય ભાગ્યેજ મળી શકશે અને તેથી બજારમાં મળતા સાધારણ સુરમાની ગણતીમાં આ સુરમાને કદી લાવવો નહિ.

આ સુરમાને માટે વીરપુરથી ફોજદાર દયા-

રામ ભગવાનજી લખે છે કે,—"તમારા તરફથી દવા તથા સુરમો આવેલાં તે વાપરી જોતાં અને અમારા કારભારી સાહેબને બતાવતાં પસંદ આવતાં તેમને માટે દોઢ તોલો સુરમો વે. પે. પારસલ કરી મોકલાવશો."

---

હદથી વધારે વખાણને પામેલો

મલમ

# વ્રણમર્દન.

કિંમત ડબી ૧ નો રૂ. ૧ એક.

આ મલમ કોઇ પણ ઠેકાણે નિષ્ફળ થયો હોય એવો હજુ એક પણ દાખલો મલ્યો નથી અને એવો કોઈ પણ દાખલો મળશે પણ નહિ કે જેમાં એ મલમ નિષ્ફળ થાય.

ચાંદી, ચાંદાં, જખમ, ધારાં, સ્તનપાક, છોકરાંઓના માથાનું સડવું, ખસ, લુખસ અને એવાં બીજાં પરૂપાચવાળાં અનેક ચામડીનાં દરદો ઉપર એ મલમ પૂરતી ફતેહ મેળવે છે. જે કોઈ દરદ

ઉપર કોઇ પણ જાતનો મલમ લગાડવાની જરૂર જણાય ત્યારે આ મલમજ વાપરવો એટલે પછી તે બાબતમાં તમારે કોઈ પણ ડાકટર કે વૈદ્યની સલાહ લેવી પડશેજ નહિ.

આ મલમને માટે વડોદરેથી રા. રા. માધવલાલ પ્રભાશંકર સરવૈયર લખે છે કે—

"આપના તરફથી વ્રણમર્દન મલમની ડબી આવેલી તેનો ઉપયોગ કરતાં તેનો ગુણ મારા સ્નેહીઓને મલ્યો છે".



# કોલેરા પીલ્સ.

## કિંમત ગોળી ૩૦ નો રૂ. ૧ એક.

ઉપરના નામની અમારી શાળામાં બનતી કોલેરાની ગોળીઓ એ દરદનો એકદમ નાશ કરે છે. કોલેરાની જરા પણ નિશાની જણાય કે તરત એ ગોળીનો ઉપયોગ કરવામાં આવે તો અમો અતિ હિમ્મતથી કહીએ છીએ કે એ ગોળી કદી પણ નિષ્ફળ જશે નહિ. આ ગોળી શરૂઆતમાં બે લેવી

અને તેથી કાંઇ પણ અસર નહિ જણાય તો જ્યાં સુધી જરૂર પડે ત્યાં સુધી દરેક કલાકે અથવા બબે કલાકે એક એક ગોળી ટાઢા પાણી સાથે લેવી.

કોલેરા શિવાય આ ગોળી સાધારણ ઝાડો, અજીરણ, અગ્નિનું મંદપણું વગેરે દરદોનો અવશ્ય નાશ કરે છે.

કોલેરાના દરદમાં બીજી કેટલીએક સંભાળ રાખવાની જરૂર પડે છે તેથી તે બાબતનું સૂચના પત્ર એ ગોળીઓ મંગાવનારને સાથે મોકલવામાં આવે છે.

આકોલાથી રા. રા. ગીરધરદાસ લક્ષ્મીદાસ એ કાલેરા પીલ્સને માટે લખી જણાવે છે કે—

"લખવાનું કે તમારી સરવે દવાઈઓ અમોએ વાપરી જોઈ. તે આપના લખ્યા પ્રમાણે બરાબર પોતપોતાનું ગુણ કરે છે. તેમા "કાલેરા પીલ્સ" તો એ દુષ્ટ દરદ ઉપર ઘણી અકસીર છે તે અત્રે અમો પાંચ છ દરદીઓ ઉપર અજમાવી જેથી તે સરવેને ગુણ થયો છે.



# જ્વરાંતક નંબર ૧ લો તથા ૨ જો.

## નં. ૧ લો. ગોળી ૫ નો રૂા. ૧ એક

## નં. ૨ જો. ગોળી ૧૦ નો રૂા. ૧ એક.

ટાઢીઓ, એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ વગેરે કોઇ પણ જાતનો તાવ જ્યારે ચડ્યો હોય ત્યારે પંદર વરસ સુધીના માણસે ૧ એક અને તેથી ઉપરાંત ઉમરના માણસે ૨ ગોળી સાથે લેવાથી તાવ એકદમ પસીનો આવી ઉતરી જાય છે. તાવ ઉતારવાને માટે એ ગોળી એ એકજ ઇલાજ છે. પેહેલી બે ગોળી લેવા પછી તાવ ઉતારવાને માટે બીજી વખત એ ગોળી આપવાની જરૂર જવલ્લેજ પડે છે. જ્વરાંતક નં ૨ જાની નાની ઉમરના માણસને માટે ૧ એક ગોળી અને મોટી ઉમરના માણસો માટે ૨ બે ગોળી કોઇ પણ જાતના તાવ આવવાની અગાઉ ચાર કલાકે અને એજ પ્રમાણે તેજ ગોળી ફરીથી બે કલાક પછી લેવાથી તાવ આવતો અટકે છે.

આ જ્વરાંતક દવા માટે લીમડીથી માસ્તર ત્રિભુવન નાનજી લખે છે કે—"તમારા તરફથી જ્વરાંતક નામની દવા ખરેખર જાદુઇ માલમ પડી

છે. કેમકે મને આજ બે માસ થયાં ટાઢીઓ તાવ આવતો હતો, તે તમારી દવા એક મિત્ર પાસે મંગાવી ખાધી તેથી ખરેખર મને ફાયદો તથા શરીર સાફ સુધરતું થયું છે અને તે માટે મારા મિત્રવર્ગને સદરહુ દવા વાપરવાની સૂચના આપું છું."—

## દાદર (ગજકર્ણ—દરાજ)ની સોગઠી.

### કિંમત તોલા ૨ ની સોગઠી એકના આના ૪

ગમે તેટલા વર્ષની જુની અને ગમે તેટલા ભાગમાં ફેલાએલી કાળી યા લાલ દાદર માટે આ સોગઠી પથરા ઉપર પાણી સાથે ઘસી દરદવાળા ભાગપર તે પાણી લગાડવું. તેથી દાદર અવશ્ય મટે છે. એ દવા જરાપણ બળતી નથી. તેમ તે સુગંધ યુક્ત છે. ઘણા પ્રકારની ઊમદા દેશી તથા ઈંગ્રેજી એ દરદને માટે વખણાએલી દવા વાપરી થાકી ગયા હોય તેઓને તો એ દવાનો ઉપયોગ કરવા અમો ખાસ આગ્રહપૂર્વક મજબૂત ભલામણ કરીએ છીએ.

આ દાદરની દવા માટે થાણેથી રાવસાહેબ ખંડુભાઈ ગુલાબભાઇ દેશાઈ લખી જણાવેછે કેઃ—

"તમે દરાજની ગોળી મોકલી તે લગાડવાથીં મને આજ સાત વરસ થયાં દરાજ થઇ હતી. અને જે હમેશ ઓસડ કર્યા છતાં છેક સારી થઈ નહતી; તે ગોળી ચોપડયા પછી દશેક દહાડે સારી થઇ ગઇ. પરંતુ પાછી ઉભરી નથી."

# કર્ણ તૈલ.

## કિંમત તોલા ૨ ની શીશાનો રૂા. ૧ એક.

કાનનાં અનેક જાતનાં દરદો જેવાં કે કાનમાંથી પરૂ વગેરે નીકળવું, ચસકા, દુખાવો, મેલ, થોડા વખતનું બેહેરાપણું અને કાનમાં અવાજ થવો વગેરે દરદો ઉપર આ કાનનાં તેલનાં ટીપાં કાનમાં નાખતાંજ આરામનાં ચિન્હ જણાય છે, અને તે પ્રમાણે થોડા દહાડા ચાલુ રાખવાથી દરદ નાબુદ થાય છે.

એ તેલને માટે વડોલીથી દેશાઈ મોરારજી લલ્લુભાઈ લખી જણાવે છે કે—"તમારા તરફથી કર્ણુતેલ તથા આયુષ્યવર્ધક તેલ અમે મંગાવેલું તેના ફાયદા તમારા લખવા મુજબ છે, માટે કર્ણતેલ બીજું રૂા. ૧ નું પાર્સલ કરી મોકલશો.

# દંત મંજન.

**કિંમત તોલા ૪ ના પડીકા ૧ ના આના ચાર.**

મોઢાનાં તરેહવાર જાતનાં દરદો ઘણાં મનુષ્યોને થાય છે. દાંત સડી જાય છે, દાંત ખરાબ થઈ જાય છે, દાંતના પારાંમાંથી લોહી નીકળે છે, મોઢું વાસ મારે છે અને દાંત કોહી જાય છે વગેરે ઘણાં દરદોને અટકાવવાને અને થએલાંને મટાડવાને અમારી દવાશાળામાં બનતું દંતમંજન અતિશય વખણાએલું છે. તે મંજન દાતણની સાથે અને એમને એમ ઘસવાથી તે તે દરદો મટે છે અને થતાં અટકે છે. અને તેથી મોઢામાં સુગંધ આવે છે. એ અમારા દંતમંજનને માટે મુંબઇ રા. રા. હોરમસજી નવરોજી બાલીમોરીઆ લખી જણાવે છે કે—

"તમો સાહેબનું દંતમંજન એટલું સારૂં છે કે હમારા એક સગાને ત્યાં બોહોળા કુટુંબનો ફેલાવો છે; તે કુટુંબમાં એક આજે તો એક કાલે એમ મહિનાના ત્રીશે દહાડા દાંતના દરદને લીધે પીડાતાં હતાં. પણ હાલમાં તમારાં દંત મંજનનો ઉપયોગ કર્યાથી બધાં દાંત દુખવાના દરદથી મોકળાં થયાં છે. એટ-

લુંજ નહિ પણ એક જણુ ૧૦-૧૨ વરસ થયાં મોઢાના વાસથી કંટાળી જતો હતો: ત્યારે તેને હ-મોએ તમારા દંત મંજનની એક ડબી મંગાવી આપી હતી. જો કે હજારો દવાઓ કીધાથી કાંઈ બન્યું નહિ, અને તે ૧૦-૧૨ વરસનું મોં વાસ મારતું તમામ એકજ ડબીથી નરમ પડયું છે."



# ઉંઘની ગોળીઓ.

કિંમત ગોળી ૧૬ ની ડબી ૧ નો રૂ. ૧ એક.

ઘણી વખતે ઘણા ભયંકર દરદોમાં કે બેચેની વખતે કે મન જ્યારે બીજી કોઈ બાબતમાં ગુચવાણું હોય ત્યારે ઘણું કરી ઉંઘ આવતી નથી. ઉંઘ ન આવવાથી રોગમાં વધારો થાય છે. અથવા શરીર દુરસ્ત હોય તો નાદુરસ્ત થાય છે. આવા પ્રસંગમાં ઉંઘની દવાની ઘણી જરૂર છે. ઉંઘને માટે ઘણા માણસો ભાંગ, અફીણ વગેરે નિશાવાળી ચીજનો ઉપયોગ કરે છે, પણ તેથી ફાયદો થવાને બદલે ઉલટું નુકશાન થાય છે. આવે વખતે જો

અમારી આ ઉંઘની ગોળીઓમાંથી બે પાણી સાથે લેવામાં આવે તો પા કલાકની અંદર ૬થી૮ કલાક સુધી ગુલાબી ઉંઘ આવે છે. ઉંઘ લાવનારી બીજી ઘણી નીશાવાલી દવાઓની માફક આ દવા બીલકુલ નુકશાન કરતી નથી. માથું ભારે થતું નથી અને દસ્ત કબજ થતો નથી. ઉંઘ આવી ગયા પછી વચમાં ઉઠવું હોય તો ઉઠી પણ શકાય છે. બાળકને માટે જરૂર પડે ત્યારે માત્ર એકજ ગોળી આપવી. બહુ નાના બાળકને એ ગોળી આપવી નહિ.



# રેચક ગોળી.

## કિંમત ગોળી ૩૨ ની શીશી ૧ ના આના ૮ આઠ.

આ રેચક ગોળી ઘણીજ સંભાળથી બનાવવામાં આવે છે. તેમાં ઘણાં ઉમદાં ઔષધોનો યોગ કરવામાં આવ્યો છે. જમાલગોટો કે એવી બીજી નુકશાનકારક જુલાબની દવાઓનો એ ગોળીમાં બીલકુલ ઉપયોગ કરવામાં આવતો નથી. એ ગોળી રાત્રે સુતી વખતે પાણી સાથે બે લેવાથી સવારમાં

એક સાફ પેટ આવે છે અને શરીર તમામ સ્વસ્થ થાય છે. પેટમાં મરડો કે ચુંક બીલકુલ આવતી નથી. ગોળી બહુજ નાના કદની છે છતાં તે બહુજ સરસ કામ કરે છે અને નાના કદની હોવાથી તે ગળવામાં કાંઈ કંટાળો આવતો નથી. હલકા કોઠાના માણસોને એક ગોળી લેવાથી પણ સાફ પેટ આવેછે.



# કેસરાદિ ગોળી.

## કિંમત ગોળી ૧૦૦ ની ડબ્બી ૧ નો રૂા. ૧ એક.

ગરમી તથા સાંધાનાં દરદો માટે આ દવા સેંકડો વરસ થયાં ખાત્રી ભરેલો ઇલાજ ઠરી ચૂકયો છે. ગમે તેટલાં જુનાં ગરમીનાં કે સાંધા પકડાઈ જવાનાં દરદો હોય તેને માટે આ દવા એક રામબાણ ઈલાજ છે. કોઇ પણ જાતના સંધિવાને માટે આના જેવો બીજો કોઇ પણ ખાત્રીભરેલો ઇલાજ નથી. આ દવાની બે બે ગોળી સવારસાંજ ઘીની સાથે ગળી જવી.



# વાત ગજકેસરી.

## કિંમત તોલા ૫ ની શીશીનો રૂ. ૧ એક.

આ તેલ સંધિવા, ચસ્કા. શુળ, તથા બીજાં વાયુનાં દરદને લીધે આખું અંગ કે કોઇ પણ ભાગ ઝલાઈ જાય છે, ત્યારે તે ભાગ પર ચોળવાથી તે દરદ દફે થાય છે.

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ જામનગર કાઠીઆવાડ.

બ્રાંચ ઓફીસ મુંબઈ કાલબાદેવી રોડ.

---

## જરૂર વાંચવા જેવી ખબર.

મુકતા કિંમત રૂ. ૩, પાંડવ કૌરવ કિંમત રૂ. ૩, રામરાવણ કિંમત રૂ. ૧, પાંડવાશ્વમેધ કિંમત રૂ. ૨, ચિકિત્સાબ્ધિ કિંમત રૂ. ૨, આયોનાર્દેઔષધ કિંમત રૂ. ૨. તથા સંક્ષિપ્ત કાદંબરી કિંમત આના ૮ એ પ્રમાણે રૂ. ૧૩-૮-૦ નાં પુસ્તકોમાંથી અમારી જગજાહેર થએલ આતંકનિગ્રહ વગેરે કોઇપી દવાઓ માંથી એકજ અથવા જુદી જુદી જાતની મળીને રૂ. ૫

પાંચની સાથે મંગાવનારને ત્રણ રૂ. ની કિંમતનું એક પુસ્તક. દશ રૂ. ની સાથે મંગાવનારને રૂ. ૬ ની કિંમતનાં બે પુસ્તકો, રૂ. ૧૫ ની સાથે મંગાવનારને રૂ. સાડાનવનાં પાંચ પુસ્તકો, અને રૂ. ૨૦ની કિંમતનાં ઔષધો સાથે મંગાવનારને રૂ. ૧૩-૮--૦ ની કિંમતનાં એ સાત પુસ્તકો ભેટ આપવામાં આવે છે.

આ પ્રમાણે ઔષધોની સાથે કિંમતી પુસ્તકો ભેટ આપવામાં અમારાં લોકપ્રિય થએલ ઔષધો અને પુસ્તકોને વધારે ને વધારે લોકપ્રિય કરવાનોજ હેતુ સમાયલો છે.

---

# પાંડવ અને કૌરવ.

અ થ વા

## રાજ ખટપટનો ખરો નમુનો.

### એક ઐતિહાસિક ગુજરાતી નોવેલ.

પેહેલી આવૃત્તિની બે હજાર નકલ ખપી ગયા

પછી આવૃત્તિ બીજી.

કિંમત રૂા. ૩ ત્રણ.

પોસ્ટેજ આના ૪ ચાર,

આ પુસ્તકમાં પાંડવ અને કૌરવ વચ્ચે થએલી અદ્દભુત રાજ્ય ખટપટનો ચિતાર ઘણી રસિક,

છટાદાર અને સેહેલી ગુજરાતી ભાષામાં લખવામાં આવેલ છે. પાંડવોની બાળચેષ્ટા, તેઓનું ઉમ્મરે વધવું, કેળવણીની પદ્ધતિ, તેઓની જુઆની, કૌરવોએ તેનાપર નાખેલાં અસહ્ય દુ:ખો, જુગારની રમત, દ્રૌપદીવસ્ત્રહરણ, પાંડવોનો વનવાસ, વનવાસમાં અતિ ઉગ્ર પરાક્રમો, તેઓની નીતિ, સંપને માટે શ્રીકૃષ્ણ વિગેરેનાં ભાષણો, દુર્યોધનની લુચ્ચાઇ, ચંડાલ ચોકડીની મસલત, શ્રીકૃષ્ણનું ઉગ્રરૂપ, લડાઇની મર્યાદા અને કુરક્ષેત્રનું અઢાર દિવસનું ભયંકર યુદ્ધ, યુદ્ધમાં યોદ્ધાઓની પ્રતિજ્ઞા, મહારથિઓનાં પરાક્રમો, દુર્યોધનનું પાણીમાં સંતાવું, તેના ઉપર ભીમે કરેલ ગદાનો ઘા, બળભદ્રનો કોપ, શ્રીકૃષ્ણના વખતો વખતના યુક્તિવાળા પેચ, અશ્વત્થામાની અનીતિ, તેમને શાપ, ભીષ્મની બાણુશય્યા, અને યુધિષ્ટિરનું રામરાજય વગેરે વિષયો વાંચતાં આ પુસ્તક હાથમાંથી જરૂર પ્રસંગે પણ પડતું મુકવું મુશ્કેલ પડેછે.

પુસ્તક લગભગ પોણોસો ફાર્મનું છે. ટાઈપ કાગળ અને પૂઠાં સઘળી રીતે દિલ પસંદ છે.



# રામ અને રાવણ.

## નીતિનો આબેહુબ ચિતાર.

## એક ઐતિહાસિક ગુજરાતી નોવેલ.

પેહેલી આવૃત્તિની બે હજાર નકલો ખપી

ગયા પછી આવૃત્તિ બીજી.

**અતિ સસ્તી કિંમત.**

ડેમી આઠપેજી લગભગ ૬૦ ફાર્મનો રૂા. ૧ એક.

પોસ્ટેજ આના ૨ બે.

આ પુસ્તક વાંચવાથી નાસ્તિક આસ્તિક થાય છે, અનીતિવાન નીતિવાન થાય છે, દુરાચારી સદાચારી થાય છે, કુલટા પતિવ્રતા થાય છે અને કુસંપી ભાઇઓ સંપમાં ગુંથાય છે. આ પુસ્તકમાં રામ અને રાવણના સંબંધની સઘળી હકીકત ઘણી છટાદાર, શુદ્ધ, સરલ અને મધુર ગુજરાતી ભાષામાં લખવામાં આવેલ છે. રામની યુવાવસ્થા, સીતા સ્વયંવર, યૌવરાજ્ય મળવાની તેયારી, કૈકેયીનો દુરાગ્રહ, રામનો વનવાસ, દશરથનું મરણ, સીતાનું હરણ, સુગ્રીવ સાથે મૈત્રી, વાળીનો વધ, સીતાની શોધ, સમુદ્રમાં પુલ, લંકાપર ચડાઇ, રાક્ષસો અને વા-

નરો વચ્ચેનું અદ્દભુત યુદ્ધ, રામનો વિજય, સીતાનો સ્વીકાર, અને વિભીષણને લંકેશની પદવી વગેરે વગેરે વિષયો વાંચતાં કરૂણારસ સાક્ષાત્ સામે ઉભો હોય એમ જણાય છે. સ્વભાવોક્તિ જે કવિઓનું હૃદય કહેવાય છે તે તો આ પુસ્તકમાં ઠામ ઠામ જોવામાં આવે છે. વીરરસ આદિ બીજા રસોની પણ અપૂર્વ જમાવટ થઈછે. વાંચતી વખતે અશ્રુ વાંચતાં અટકાવે છે અને તેમાં પડતો રસ વાંચનારના અંતઃકરણને આગળ વધવા પ્રેરે છે. જેઓને જોઈએ તેમણે નીચેને શિરનામેથી મંગાવી લેવું.



## આવૃત્તિ બીજી.

# ચિકિત્સાબ્ધિ.

વૈદકનો સંપૂર્ણ ગ્રંથ. કિંમત રૂા. ૨ બે.

પોસ્ટેજ આના ૩ ત્રણ.

આ ગ્રંથ ચિકિત્સાનો અબ્ધિ (સમુદ્ર) હોવાને લીધે તેના ચાર તરંગ (મોજા) કરવામાં આવ્યા છે અને તે તરંગમાં ચૌદ રત્નોનો સમાવેશ કરવામાં આવ્યો

છે, જે ચૌદ રત્નોની અંદર વૈદ્યકશાસ્ત્રની તમામ બાબતો આવી જાય છે.

તરંગ પહેલાના દેવાંગનારત્નમાં સંતાનોત્પત્તિના સાધનોનું વર્ણન તથા સ્ત્રીરોગો અને તેના ઉપચારોની હકીકત તથા ચંદ્રરત્નમાં શારીર પ્રકરણ સમાવેલ છે.

તરંગ બીજાના ધન્વંતરિરત્નમાં વૈદ્યકની જાણવા જોગ સઘળી અગત્યની ઝીણી મોટી બાબતો તથા પારિજાતરત્નમાં ઔષધીના ગુણદોષોનું વર્ણન સમાવવામાં આવ્યું છે.

તરંગ ત્રીજાના વિષરત્નમાં નાનાં મોટાં ઝેરોની અસર અને તેના ઉપચારો, અમૃતરત્નમાં દિનચર્યા રૂતુચર્યા, સદાચાર તથા રસાયન પ્રયોગો, વાજીરત્નમાં વાજીકરણ એટલે મરદાઇમાં લાવનારા ઉપાયો, લક્ષ્મીરત્નમાં પારદના પ્રયોગો, ધેનુરત્નમાં દુધ, દહીં વગેરે ગોરસોનું વર્ણન, પાંચજન્યરત્નમાં જૂદી જૂદી જાતના જળના ગુણદોષ તથા મદ્યરત્નમાં જૂદી જૂદી જાતના મદ્યોનો પ્રભાવ તથા તેના ગુણદોષનું વર્ણન આવેલું છે.

તરંગ ચોથાના કૌસ્તુભરત્નમાં રોગોનાં નિદાન તથા ચિકિત્સા, શાર્ઙ્ગરત્નમાં શસ્ત્રોપચારનું વર્ણન તથા ગજેંદ્રરત્નમાં વૈદ્યકશાસ્ત્રનો શાસ્ત્રાર્થ આવેલો છે.

છેલ્લા પરિશિષ્ટ પ્રકરણુમાં ધાતુઓ તથા ઉપધાતુઓને શુદ્ધ કરવાની તથા તેઓની ભસ્મ કરવાની રીત અને કેટલાએક પ્રસિદ્ધ પ્રસિદ્ધ ઔષધ પ્રયોગો દાખલ કરવામાં આવેલા છે અને છેવટ કઠણુ શબ્દોનો કોષ પણુ આપવામાં આવ્યો છે. પુસ્તકનું કદ ૫૧–૫૨ ફારમનું છે. પુઠું પાકું સુશોભિત.

મંગાવનારે રોકડા પૈસાથી અગર વેલ્યુપેએબલ મંગાવી લેવો.

---

# પાંડવાશ્વમેધ.

## કિંમત રૂ. બે.

## પોસ્ટેજ આના ૨ બે.

પરમાત્મા શ્રીકૃષ્ણુની સહાયતાવાલા પાંડવોએ કુરૂક્ષેત્રના યુદ્ધમાં કૌરવોને મારી રાજ્ય હસ્તગત કરવા પછી કુટુંબવધના પાપથી મુક્ત થવા માટે

અશ્વમેધ યજ્ઞ કર્યો અને તેને અંગે અર્જુનેદિગ્વિજય કર્યો એ હકીકત આ પુસ્તકમાં આવે છે.

યૌવનાશ્વ, અનુશાલ્વ, નીલધ્વજ, હંસધ્વજ, સુધન્વા, સુરથ, રાક્ષસરાજ ભીષણ, બભ્રુવાહન, સર્પરાજ ધૃતરાષ્ટ્ર, તામ્રધ્વજ તથા વીરવર્મા વગેરે એક બીજાથી ચડીઆતા વીર પુરૂષોનાં આ પુસ્તકમાં આવેલાં આખ્યાનો, વાંચનાર અને સાંભળનારનાં રૂવાડાં ઉભાં કરે છે. પ્રમીલા રાણીનું પરાક્રમ આશ્ચર્યમાં ડુબાવે છે.

ભીમસેન, વૃષકેતુ, મેઘવર્ણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, સાત્યકિ, કૃતવર્મા તથા હનુમાન વગેરેએ પ્રાણની પણ દરકાર નહિ રાખતાં બતાવેલાં પરાક્રમો મનોવૃત્તિને સ્તબ્ધ બનાવી દેછે.

કૃષ્ણ અને અર્જુનનો મહિમા તો આ પુસ્તકની વિજયપતાકાની પેઠે શોભી રહેલો છે. કુટુંબમાં કલેશ કરી લાજ નહિ પામનારાઓએ યુધિષ્ઠિરના વર્ત્તન ઉપર નજર કરી શરમાવું પડે તેમ છે અને પતિથી ઉલટી ચાલનારી સ્ત્રીઓએ અવલચંડીની દુર્દશા જોઇ વિચારવું પડે તેમ છે. સુધન્વા તથા ચંદ્રહાસ સંબંધે ઇશ્વરભક્તિનું માહાત્મ્ય કોઇ

અલૌકિક અસર ઉપજાવે છે અને વૃષકેતુ તથા અર્જુનના મરણનો ત્રાસદાયક દેખાવ દૈવગતિનું ગહનપણું સૂચવે છે. મયૂરધ્વજની ઇશ્વરપરની આસ્થા અને ધીરજ અગાધ અચંબો ઉત્પન્ન કરે છે. ધૃષ્ટબુદ્ધિનું ધૃષ્ટપણું આખરે કેવું નિવડ્યું એ પણ ચોખું જણાઇ રહે છે.

અંતર્ગત કથામાં લવ અને કુશનું આખ્યાન આવેલું છે. તેમાં પણ રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન તેમજ સુગ્રીવ. હનુમાન, જાંબવાન વગેરેનાં પરાક્રમો આવી જાય છે.

પુસ્તકનું કદ ડેમી આઠ પેજી બત્રીસ ફારમ કરતાં વધારે છે. કાગળ ઉંચા અને પુઠું પાકું સુશોભિત છે.

---

આવૃત્તિ બીજી.

# આર્યાનાર્યઔષધ.

## દેશી અને ઇંગ્રેજી ઔષધોના વર્ણનનો અપૂર્વ સંગ્રહ.

### કિંમત રૂ. ૨ બે પોસ્ટેજ આના ૩ ત્રણ.

આ પુસ્તકમાં પ્રથમ દેશી ઔષધો કે જેમાં કાષ્ઠ ઔષધો, ક્ષાર, ફળ, ફુલ, રસ, ઉપરસ, ધાતુ, ઉપધા-

તુ, રત્ન, ઉપરત્ન, વિષ, ઉપવિષ, ધાન્ય તથા શાક વગેરે જે જે કાંઈ ઔષધ તરીકે વપરાય છે તેઓનાં. નામ તથા તેઓ કયા કયા રોગ ઉપર કેવી કેવી રીતે વપરાય છે તે, તેની માત્રા, બનાવટ તથા તે કયા કયા પ્રસિદ્ધ પ્રયોગોમાં આવે છે વગેરે સવિસ્તર હકીકત સ્પષ્ટ સમજાય તેવી શુદ્ધ સરલ ગુજરાતી ભાષામાં લખવામાં આવેલ છે. આ પ્રમાણે દેશી ઔષધો પૂરાં થયા પછી તમામ ઉપયોગી ઈંગ્રેજી ઔષધો ઉપર પ્રમાણેજ સવિસ્તર હકીકતથી લખવામાં આવેલ છે. નવી શોધનાં કેટલાંએક ઔષધ તથા પાણીઓ જે ઔષધ તરીકે વપરાય છે તેનું પણ સંપૂર્ણ બયાન આપવામાં આવેલ છે. પુસ્તકના છેલા ભાગમાં દેશી તથા અંગ્રેજી ઔષધોના કેટલાએક ઉત્તમ પ્રયોગો દાખલ કરવામાં આવ્યા છે, અને તેથી આ એક પુસ્તકથી દેશી તથા અંગ્રેજી વૈદાંની સારી માહિતી મળે છે.

પુસ્તકનું કદ ડેમી આઠ પેજી લગભગ એકાવન ફારમનું થયું છે. કાગળ, પુઠાં તથા ટાઇપ ઉમદા વાપરવામાં આવેલ છે.

---

# સંક્ષિપ્તકાદંબરી.

આવૃત્તિ બીજી.

**કિંમત આના ૮ આઠ. પોસ્ટેજ કાંઇપણ નહિ.**

રસજ્ઞ વર્ગમાંનો કોઇ પણ માણુસ "કાદંબરી" એ નામથી ભાગ્યેજ અજાણ્યો હશે. સંસ્કૃત ભાષામાં એ વાર્ત્તાગ્રંથ સર્વોત્તમપદ ધરાવે છે. જુદાં જુદાં અનેક વર્ણનો વાંચનારને રસમય કરી મુકે છે, આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર થયું છે. પરંતુ તે ઘણું મોટું અને લાંબાં લાંબાં વિશેષણો તથા વર્ણનોથી ભરપૂર હોવાને લીધે ફક્ત વાર્ત્તારસના શોખીનોને તેમાં ઘણી અડચણ પડે છે. એ અડચણ ટાળવા માટે તેમાંનો વધારે પડતો વર્ણનાત્મક ભાગ કહાડી નાખી આ સંક્ષિપ્ત કાદંબરી તૈયાર કરવામાં આવી છે. થોડાજ વખતમાં તે એટલી બધી લોકપ્રિય થઇ પડી કે બીજી આવૃત્તિ કાહાડવાની જરૂર પડી.

---

જાળવી રાખી આ દુનિયામાં તેણીને માટે સરજેલી ફરજો અદા કરશે અને એજ એક સ્ત્રીની જીંદગીની નેમ છે.

જેઓને જોઈએ તેમણે નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિંમતે અથવા વે. પે. મંગાવી લેવું.

ડાકટર વીરજી ઝીણા રાવળ એલ. એમ. એન્ડ એસ.

કાલબાદેવી રોડ—મુંબઈ.

---

# આતંકનિગ્રહ ઔષધાલય.

| | | |
|---|---|---|
| ૧ | આતંકનિગ્રહ ડબી ૧............ | રૂ. ૧ |
| ૨ | બાળમિત્ર ડબી ૧ ............... | રૂ. ૧ |
| ૩ | નેત્રાનંદમંદાર ગોટી ૧ ......... | રૂ. ૨ |
| ૪ | સુરમો તોલો ૧.................. | રૂ. ૧॥ |
| ૫ | જ્વરાંતક નં૦ ૧ લો ડબી ૧ ... | રૂ. ૧ |
| ૬ | જ્વરાંતક નં૦ ૨ જો ડબી ૧ ... | રૂ. ૧ |
| ૭ | કાસાંતક ડબી ૧.................. | રૂ. ૧ |
| ૮ | કોલેરાપીલ્સ ડબી ૧.............. | રૂ. ૧ |

| | | |
|---|---|---|
| ૯ | જીવનભૂકી ડબી ૧.................. | રૂ. ૧ |
| ૧૦ | વ્રણમર્દન ડબી ૧.................. | રૂ. ૧ |
| ૧૧ | આયુષ્ય અને આરોગ્યવર્ધક તૈલ શી.૧. | રૂ. ૧ |
| ૧૨ | કર્ણ તૈલ શીશી ૧.................. | રૂ. ૧ |
| ૧૩ | દાદરની સોગટી ગોટી ૧.......... | રૂ. ૦। |
| ૧૪ | દંતમંજન પડીકું ૧.............. | રૂ. ૦। |

## માનવધર્મ આફીસ.

| | | |
|---|---|---|
| ૧ | ચિકિત્સાબ્ધિ વૈધક૦.............. | રૂ. ૨ |
| ૨ | પાંડવ કૌરવ નોવેલ.............. | રૂ. ૩ |
| ૩ | આર્યનાર્ય ઔષધ વૈધક૦.......... | રૂ. ૨ |
| ૪ | રામરાવણ નોવેલ.................. | રૂ. ૧ |
| ૫ | પાંડવાશ્વમેધ નોવેલ.............. | રૂ. ૨ |
| ૬ | મુક્તા નોવેલ...................... | રૂ. ૩ |
| ૭ | સંક્ષિપ્ત કાદંબરી વાર્તા............ | રૂ. ૦॥ |

**વૈધશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

| | |
|---|---|
| હેડ ઓફીસ, | બ્રાંચ ઓફીસ. |
| જામનગર, | મુંબઇ, |
| કાઠીઆવાડ. | કાલબાદેવી રોડ. |

આ પુસ્તકના પૃષ્ટ ૧૨૮-૧૨૯-૧૩૦ તથા ૧૩૧ ની ફુટ નોટ, અને પૃષ્ટ ૧૬૬માં લખેલ "જરૂર વાંચવા જેવી ખબર" એ ઉપર અમો અમારા વાંચનારનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.